પ્રકાશક
મણિલાલ મોહનલાલ ઝવેરી
૨૬ રીજરોડ મલબાર હીલ,
મુંબાઇ ૬

પ્રથમ આવૃત્તિ
૧૦૦૦
કિંમત રૂા ૨-૦-૦

મુદ્રક
ગુલાબચંદ લલ્લુભાઈ શાહ
મહોદય પ્રીન્ટીંગ પ્રેસ,
ભાવનગર

પૂજ્ય વડીલ બંધુ
શ્રી હેમચંદ મોહનલાલ ઝવેરી-
ના
કરકમલમાં
સપ્રેમ
અર્પણ

# પ્રસ્તાવના.

---

મારા યુરોપના રહેવાસ દરમિયાન ઘણા કેળવાયેલા અને સરકારી વેપારીઓના સમાગમમા આવવુ પડતુ અને તે વખતે અનેક જાતની ચર્ચાઓ ચાલતી આવા પ્રસંગોએ ખાસ કરીને આપણી રાજ્યદ્વારી લડત વિષે અને આપણા ધર્મોની ચર્ચાઓમા તેઓને બહુ રમ પડતો

હિંદુસ્તાન વિષે આખી દુનિયાના લોકો બહુ જ અજ્ઞાનતા ધરાવે છે બ્રિટિશોએ તેમને એટલુ જ જણાવેલ હતુ કે હિંદુસ્તાન ફક્ત હાથીઓ અને સર્પોથી ભરેલો દેશ છે મહાત્મા ગાંધીજીના આગમન પછી આપણી કોંગ્રેસની, બ્રિટિશ રાજ્ય સાથેની લડત જેમ જેમ જોર પકડતી ગઇ તેમ તેમ દુનિયાના લોકો હિંદુસ્તાનની વાતોમા રસ લેતા થયા અને હિંદુસ્તાન વિષે કેટલુક જાણતા થયા આપણી સત્યાગ્રહની અહિંસક લડત બધાને અજાયબીમા ગરકાવ કરતી હતી.

આ ચર્ચાઓ દરમિયાન મને માલૂમ પડયુ કે યુરોપની પ્રજા હિંદુ, મુસ્લિમ અને બૌદ્ધધર્મો વિષે સારી માહિતી ધરાવે છે જ્યારે જૈનધર્મનુ નામ સુદ્ધા તેઓએ સાભળ્યુ નથી. હિંદુસ્તાનના બધા જ ધર્મોના સંદેશા દુનિયામા પહોચી શકે અને જૈનધર્મનુ નામ સુદ્ધા કોઇ ન જાણે એ સમાચાર જાણી કયા જૈનને આઘાત ન થાય? આપણે જૈનો કેટલી નાની દુનિયામા વસીએ છીએ તેનો આ અચૂક પૂરાવો છે યુરોપિયનોને જ્યારે હુ જૈનધર્મમા રહેલી ખૂબીઓ વિષે અને જૈનધર્મના સિદ્ધાત વિષે વાતો કરતો ત્યારે વધુ જાણવા તેઓ કોઇ અંગ્રેજી લખાયેલા પુસ્તકની માગણી કરતા

આપણા લોકોએ આવુ કોઈ પુસ્તક બહાર પાડેલુ નથી કે જે હુ તેઓને આપી શકુ હમૅન વાકોબી અને તેમના શિષ્ય ગ્લાસેનાપે જમન ભાષામા આવા પુસ્તકો લખેન છે પણ જૈનધમ વિષે તદ્દન અજ્ઞાન મનુષ્ય માટે ટૂકાણમા અને સરળ ભાષામા તેઓ સમજી શકે તેવુ પુસ્તક હજુ સુધી મને મળ્યુ નથી.

આવા પુસ્તકની જરૂરિયાત હિદુસ્તાનમા પણ છે જો કે તે તરફ કોઈ અન્ય વ્યક્તિનુ ધ્યાન ખેચાયુ દેખાતુ નથી

ઘણા યુરોપિયનો અમેરિકનો અને અ ય દેશના માણસો હિદુસ્તાન જોવા ર વર્ષે આવે છે આવા ટુરિસ્ટો અથવા તો મુબાઇ જેવા બદરે સ્ટીમરોના મુસાફરો શહેર જોવા આવે છે ત્યારે તેમને આપણા મદિરો–ખાસ કરીને વાલકેશ્વરનુ મદિર–બતાવવામા આવે છે આ મુસાફરો આપણા મદિરો તેમજ તેમા રહની આપણી મૂર્તિઓ જોઈ આપણા જૈનધર્મ વિષે જાણુવા અને સમજવા મદિરના મહેતાજી અથવા બૈયાને કે ભાડાની મોટરના ડ્રાઇવરને સવાલો પૂછે છે આવા ભાડુતી માણસો તેમને શુ સમજાવી શકે ? આ મુસાફરો આપણા મહાન તીર્થા જેવા કે પાલીતાણા આબુ વિગરેની મુલાકાત પણ લે છે આ બધાને અગ્રેજીમા લખેલુ જૈનધમનુ એક નાનુ પુસ્તક ગાઇડ તરીકે આપીએ તો તેઓ મારફતે જૈનધમનો સદેશો જરૂર દૂર દૂર સુધી પહોચી શકે

આ રીતે આવા પુસ્તકની જરૂરિયાત મને ઘણી જ અગત્યની લાગી અને આપણા કેટલાક સાધુઓને આ વાત મે જણાવી મારો વિચાર એ હતો કે જો કોઇ વિદ્વાન સાધુ આ જાતનુ પુસ્તક ગુજરાતી ભાષામા લખી આપે તો તેનો અગ્રેજીમા તરજુમો કરાવી બન્ને ભાષામા પુસ્તક છપાવી બહાર પાડવુ પરતુ કોઈ સાધુએ આ કાર્ય કરવા તત્પરતા દર્શાવી નહિ સાધુઓની આશા છોડી મે અગ્રેજી જાણનાર જૈન વિદ્વાનો શોધવા માડ્યા કે જેઓની પાસે આ જાતનુ પુસ્તક લખાવુ આવા

વિદ્વાનો અન્ય રોકાણોને લીધે અથવા તો મારા ઉપર જણાવેલા આદર્શ પ્રમાણે સરળ ભાષામા લખી આપનાર મળ્યા નહિ

આ વિષે ચર્ચા કરતા પંડિત સુખલાલજીએ મને જ આ પ્રયત્ન કરવા સૂચના કરી આપણા સામાજિક રીતરિવાજો વિષે ચર્ચા થતા ભાઇશ્રી પરમાણંદ કુંવરજી કાપડિયાએ સામાજિક વિષયોને લગતુ એક પુસ્તક લખવા મને સૂચના કરી હતી અને મે તેવુ પુસ્તક 'રગશિયુ ગાડુ ' સને ૧૯૩૫ મા છપાવી બહાર પાડયુ હતુ એ જ રીતે આ પુસ્તક લખવાનુ પંડિતજીની સૂચનાને આભારી છે

હુ કાઇ સાક્ષર નથી એટલે 'રગશિયુ ગાડુ ' પુસ્તકની માફક આ પુસ્તકમા પણ મારી ભાષા એક વેપારીની ભાષા કરતા વધુ સારી હુ આપી શકતો નથી મારો ઉદ્દેશ સરળ ભાષામા અને બને તેટલુ ટૂંકાણમા કોઇને વાચતા કટાળો ન આવે તે રીતે આ પુસ્તક લખવાનો છે અને તે આદર્શને ધ્યાનમા રાખી આ પુસ્તક લખેલ છે

આ પુસ્તક જૈન તેમજ જૈનેતર બધાને ઉપયોગી થઇ પડશે એમ હુ માનુ છુ ખાસ કરી જૈન વિદ્યાર્થીઓને આ પુસ્તક માર્ગદર્શક થઇ પડશે જૈન સ્કુલ સિવાયની સ્કુલો કે કોલેજોમા ભણતા ઘણા વિદ્યાર્થીઓને ધર્મનુ બહુ જ ઓછુ જ્ઞાન હોય છે તેમને આ નાનકડા પુસ્તકમાથી સહેલાઇથી જૈનધર્મ વિષે લગભગ બધુ જ જાણવાનુ મળશે

વળી જૈનધર્મને લગતી લગભગ બધી જ બાબતો ઉપર લખાયેલુ હોવાથી રેફરન્સ માટે પણ કામ લાગશે તેમ હુ માનુ છુ

આ પુસ્તકના પહેલા ભાગમા જૈનધર્મ વિષે સામાન્ય બધી હકીકતો આપવામા આવી છે આ વિષયો જૈન પુસ્તકોમાથી લેવામા આવ્યા છે જૈનધર્મની સામાન્ય હકીકતો આપવા મે આ પુસ્તકમા પ્રયત્ન કર્યો છે પણ જૈનધર્મના સિદ્ધાતો વિષે લખવુ મારા માટે અશકય હતુ સદ્ભાગ્યે જૈનધર્મના સિદ્ધાતો દર્શાવતુ સરળ ભાષામા મારા આદર્શ પ્રમાણે

આપણા લોકોએ આવુ કોઈ પુસ્તક બહાર પાડેલુ નથી કે જે હુ તેઓને આપી શકુ ડર્મન યાકોબી અને તેમના શિષ્ય ગ્લાસેનાપે જમન ભાષામા આવા પુસ્તકો લખેલ છે પણ જૈનધર્મ વિષે તદ્દન અજ્ઞાન મનુષ્ય માટે ટૂંકાણમા અને સરલ ભાષામા તેઓ સમજી શકે તેવુ પુસ્તક હજુ સુધી મને મળ્યુ નથી

આવા પુસ્તકની જરૂરિયાત હિંદુસ્તાનમા પણ છે જો કે તે તરફ કોઈ અન્ય વ્યક્તિનુ ધ્યાન ખેચાયુ દેખાતુ નથી.

ઘણા યુરોપિયનો, અમેરિકનો અને અન્ય દેશના માણસો હિંદુસ્તાન જોવા દર વર્ષે આવે છે આવા ટુરિસ્ટો અથવા તો મુબાઈ જેવા બદરે સ્ટીમરોના મુસાફરો શહેર જોવા આવે છે, ત્યારે તેમને આપણા મદિરો–ખાસ કરીને વાલકેશ્વરનુ મદિર–બતાવવામા આવે છે આ મુસાફરો આપણા મદિરો તેમજ તેમા રહેલી આપણી મૂર્તિઓ જોઈ આપણા જૈનધર્મ વિષે જાણવા અને સમજવા મદિરના મહેતાજી અથવા સિપાઈને કે ભાડાની મોટરના ડ્રાઇવરને સવાલો પૂછે છે આવા ભાડુતી માણસો તેમને શુ સમજાવી શકે? આ મુસાફરો આપણા મહાન તીર્થો જેવા કે પાલીતાણા આબુ વિગેરેની મુલાકાત પણ લે છે આ બધાને અગ્રેજીમા લખેલુ જૈનધર્મનુ એક નાનુ પુસ્તક ગાઇડ તરીકે આપીએ તો તેઓ મારફતે જૈનધર્મનો સદેશો જરૂર દૂર દૂર સુધી પહોચી શકે

આ રીતે આવા પુસ્તકની જરૂરિયાત મને ઘણી જ અગત્યની લાગી અને આપણા કેટલાક સાધુઓને આ વાત મે જણાવી મારો વિચાર એ હતો કે જો કોઇ વિદ્વાન સાધુ આ જાતનુ પુસ્તક ગુજરાતી ભાષામા લખી આપે તો તેનો અગ્રેજીમા તરજુમો કરાવી બન્ને ભાષામાં પુસ્તક છપાવી બહાર પાડવુ પરતુ કોઈ સાધુએ આ કાર્ય કરવા તત્પરતા દર્શાવી નહિ સાધુઓની આશા છોડી મે અગ્રેજી જાણનાર જૈન વિદ્વાનો શોધવા માડ્યા કે જેઓની પાસે આ જાતનુ પુસ્તક લખાવુ આવા

'વિદ્વાનો અન્ય રોકાણોને લીધે અથવા તો મારા ઉપર જણાવેના આદર્શ પ્રમાણે સરળ ભાષામા લખી આપનાર મળ્યા નહિ

આ વિષે ચર્ચા કરતા પડિત સુખલાલજીએ મને જ આ પ્રયત્ન કરવા સૂચના કરી આપણા સામાજિક રીતરિવાજો વિષે ચર્ચા થતા ભાઇશ્રી પરમાણુદ કુવરજી કાપડિયાએ સામાજિક વિષયોને લગતુ એક પુસ્તક લખવા મને સૂચના કરી હતી અને મે તેવુ પુસ્તક 'રગશિયુ ગાડુ ' સને ૧૯૩૫ મા છપાવી બહાર પાડયુ હતુ એ જ રીતે આ પુસ્તક લખવાનુ પડિતજીની સૂચનાને આભારી છે

હુ કાઇ સાક્ષર નથી એટલે 'રગશિયુ ગાડુ પુસ્તકની માફક આ પુસ્તકમા પણ મારી ભાષા એક વેપારીની ભાષા કરતા વધુ સારી હુ આપી શકતો નથી મારો ઉદ્દેશ સરળ ભાષામા અને બને તેટલુ ટૂકાણમા કોઇને વાચતા કટાળો ન આવે તે રીતે આ પુસ્તક લખવાનો છે અને તે આદર્શને ધ્યાનમા રાખી આ પુસ્તક લખેલ છે

આ પુસ્તક જૈન તેમજ જૈનેતર બધાને ઉપયોગી થઇ પડશે એમ હુ માનુ છુ ખાસ કરી જૈન વિદ્યાર્થીઓને આ પુસ્તક માર્ગદર્શક થઈ પડશે જૈન સ્કુલ સિવાયની સ્કુલો કે કોલેજોમા ભણતા ઘણા વિદ્યાર્થીઓને ધર્મનુ બહુ જ ઓછુ જ્ઞાન હોય છે તેમને આ નાનકડા પુસ્તકમાથી સહેલાઇથી જૈનધર્મ વિષે લગભગ બધુ જ જાણવાનુ મળશે

વળી જૈનધર્મને લગતી લગભગ બધી જ બાબતો ઉપર લખાયેલુ હોવાથી રેફરન્સ માટે પણ કામ લાગશે તેમ હુ માનુ છુ

આ પુસ્તકના પહેલા ભાગમા જૈનધર્મ વિષે સામાન્ય બધી હકીકતો આપવામા આવી છે આ વિષયો જૈન પુસ્તકોમાથી લેવામા આવ્યા છે જૈનધર્મની સામાન્ય હકીકતો આપવા મે આ પુસ્તકમા પ્રયત્ન કર્યો છે પણ જૈનધર્મના સિદ્ધાતો વિષે લખવુ મારા માટે અશકય હતુ સદ્દભાગ્યે જૈનધર્મના સિદ્ધાતો દર્શાવતુ સરળ ભાષામા મારા આદર્શ પ્રમાણે

# અનુક્રમ

## પૂર્વાર્ધ


ઉપક્રમ—જૈન ધર્મની વ્યાખ્યા, પ્રાચીનતા, જૈન ધર્મ માટે ભ્રમ, મહાવીર અને બુદ્ધમાં સમાનતા અને અંતર, અહિંસા, કર્મ, જગતનો કર્તા નવતત્ત્વ, કાળ, સંઘ, પૃષ્ઠ ૧-૧૨

૨ જૈન ધર્મના પ્રચારનો ઇતિહાસ—
શિલાલેખો, ચિત્રકળા, જૈન અને બૌદ્ધ ધર્મોએ 'હિંદુ ધર્મ' વિરુદ્ધ કરેલો પ્રચાર ૧૩-૧૭

૩ જૈન ધર્મનો મહારાજ્યોમાં પ્રચાર—
ચંદ્રગુપ્ત, બિંદુસાર અશોક, સંપ્રતિ, ખારવેલ, વિક્રમાદિત્ય, મુંજ-ભોજ, ગુજરાતમાં જૈન ધર્મ, ગુજરાતનાં રાજાઓ અને ધર્મ ૧૮-૩૧

૪ દક્ષિણમાં જૈન ધર્મ અને તેનો પ્રભાવ— ૩૨-૩૪

૫ જૈન સાહિત્ય અને સાહિત્યકારો—
અગિયાર અંગ સૂત્રો, બાર ઉપાંગ સૂત્રો દશ પ્રકીર્ણ સૂત્રો, ૭ છેદ સૂત્રો, ચાર મૂળ સૂત્રો, બે ચૂલિકા સૂત્ર, ભદ્રબાહુ, ઉમાસ્વાતિ, પાદલિપ્તસૂરિ, સિદ્ધસેન દિવાકર, દેવર્દ્ધિગણિ, કુંદકુંદાચાર્ય, હરિભદ્રસૂરિ હેમચંદ્રાચાર્ય, હીરવિજયસૂરિ, સમયસુંદર, આનંદઘનજી, વિનયવિજય, આત્મારામજી, ૩૫-૫૮

૬ આચાર ધર્મ—
સાધુ-ધર્મ, શ્રાવકધર્મ, શ્રાવક ધર્મના નિત્યકર્મ ૫૯-૬૫

૭ જૈનો અને મૂર્તિપૂજા—
પ્રાચીનતા, તીર્થો અને કળા–શત્રુંજય ગિરનાર સમેતશિખર, આબુ તારંગા કેસરિયાજી રાણકપુર, ૬૬–૭૩
૮ ભગવાન ઋષભદેવ અને ભ૦ મહાવીર— ૭૪–૮૩

---

## ઉત્તરાર્દ્ધ

લેખક —મુનિ મહારાજશ્રી ન્યાયવિજયજી

૧ નવતત્ત્વો —
જીવ, જીવના વિભાગ અજીવ ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ, કાળ, અસ્તિકાય, પુણ્ય અને પાપ, આશ્રવ સંવર, બંધ, નિર્જરા મોક્ષ, ઇશ્વર મોક્ષનું શાશ્વતતત્ત્વ સાર કર્મોનો ક્ષય, કેવલજ્ઞાનની સિદ્ધિ ઈશ્વર જગતનો કર્તા નથી, ઇશ્વર પૂજનની જરૂર ૮૪–૧૧૩
૨ મોક્ષ માર્ગ —
સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર, સાધુ ધર્મ સમ્યક્ત્વ દેવતત્વ ગુરુતત્વ ધર્મની વ્યાખ્યા ગુણશ્રેણી અથવા ગુણસ્થાન, અધ્યાત્મ જૈન–જૈનેતર દ્રષ્ટિએ આત્મા કર્મની વિશેષતા, પુણ્યાનુબંધી પુણ્ય, પુણ્યાનુબંધી પાપ ૧૧૪–૧૪૩
૩ જૈન આચાર—
સાધુઓના આચાર ગૃહસ્થોના આચાર, રાત્રિભોજન નિષેધ, ન્યાયપરિભાષા, ૧૪૪–૧૫૯
૪ સ્યાદ્વાદ—
સપ્તભંગી, નય જૈન દષ્ટિની મહત્તા, ૧૬૦–૧૮૬



# તુલનાત્મક જૈનધર્મ

ધર્મના તુલનાત્મક વિજ્ઞાનમા જૈન ધર્મને મોટુ મહત્વ પ્રાપ્ત થયું છે એટલુ જ નહિ પણ જૈનોનુ તત્વજ્ઞાન નીતિશાસ્ત્ર તથા તર્કવિદ્યા સુદ્ધા તેટલી જ મહત્ત્વની છે આ સિવાય જૈન ધર્મના એકત્વના બીજા થોડાક લક્ષણો વિચારવા જોઇએ

અનત સખ્યાની ઉપપત્તિ તેમના લોકપ્રકાશ નામના ગ્રથમાં કહેલી હોઈ તે બિલકુલ આધુનિક ગણિતશાસ્ત્રની ઉપપત્તિની સાથે મળતી આવે છે તેવી જ રીતે દિક્ અને કાળના અભિન્નત્વનો પ્રશ્ન આઈન્સ્ટીનની ઉપપત્તિને લીધે હમણાના શાસ્ત્રોમા વાદનો વિષય થઇ પડ્યો છે તેનોએ ખુલાસો જૈન તત્વજ્ઞાને કરેલો છે અને તેના નિર્ણયની તૈયારી સુદ્ધાં તેમા કરી રાખેલી છે જૈનોના નીતિશાસ્ત્રમાની માત્ર બે જ બાબતો લઇએ તો તેમા પણ બિલકુલ પૂર્ણતાથી વિચાર કરેલો છે એમાની પહેલી બાબત જગતમાના તમામ પ્રાણીઓથી સુખ સમાધાનપૂર્વક એકત્ર કેવી રીતે રહી શકાય એ પ્રશ્ન છે આ પ્રશ્ન આગળ અનેક નીતિવેત્તાઓને હાથ જોડવા પડ્યા છે નિદાન તેનો પૂર્ણ નિર્ણય સુદ્ધા કોઇનાથી કરી શકાયો નથી પણ એ પ્રશ્નને જૈન શાસ્ત્રોમા તદ્દન સુલભ રીતે અને તેટલી જ પૂર્ણતાથી ઉકેલેલો છે બીજાને દુખ ન આપવુ કિંવા અહિંસા. આ બાબતનો જૈન શાસ્ત્રમા કેવળ તાત્વિક વિધિ જ જણાવેલો નથી પણ ખ્રિસ્તી ધર્મગની તત્સદૃશ આજ્ઞાના કરતા વધારે નિશ્ચયથી અને કડકપણાથી તેનો આચાર બતાવેલો છે એવો બીજો પ્રશ્ન તે, સ્ત્રીપુરુષ પાવિત્ર્યનો છે જૈન ધર્મમા કરેલો આ પ્રશ્નનો ખુલાસો સાદો પણ સપૂર્ણ છે અને તે બ્રહ્મચર્ય

સક્ષેપમા ઉચ્ચ ધર્મતત્ત્વો અને જ્ઞાનપદ્ધતિ, આ બન્ને દૃષ્ટિથી જોતા જૈન ધર્મ એ ધર્મોના તુલનાત્મક શાસ્ત્રમા અતિશય આગળ મઝેનો ધર્મ છે

ડૉ પારોલ્ડ

અંતમાં મને મારો નિશ્ચય જણાવવા દો કે—જૈન ધર્મ, એ મૂળ ધર્મ છે બીજા સર્વ દર્શનોથી તદ્દન જુદો છે અને સ્વતંત્ર છે પ્રાચીન ભારતવર્ષના તત્ત્વજ્ઞાન અને ધાર્મિક જીવનના અભ્યાસ માટે તે ઘણો અગત્યનો છે

હર્મન જેકોબી

જૈન દર્શન ' ઘણી જ ઊંચી પંક્તિનું છે એનાં મુખ્ય તત્ત્વો વિજ્ઞાનશાસ્ત્રના આધાર ઉપર રચાયેલાં છે, એવું મારું અનુમાન જ નહિ પણ પૂર્ણ અનુભવ છે જેમ જેમ પદાર્થવિજ્ઞાન આગળ વધતું જાય છે તેમ તેમ જૈન ધર્મના સિદ્ધાન્તો સિદ્ધ થતા જાય છે

ડૉ. એન પી ટેસીટોરી

' અહિંસાનો સિદ્ધાંત અનેક ધર્મોમાં મળી આવે છે, પરન્તુ તીર્થંકરોની શિક્ષામાં જેટલી સ્પષ્ટતાથી તેનું પ્રતિપાદન કરેલું છે તેટલી વ્યવસ્થિત રીતે કોઈ પણ ધર્મમાં નથી

આજ પણ અહિંસાની શક્તિ પૂર્ણરૂપે જાગ્રત છે જ્યાં કહીં ભારતીય વિચારો યા ભારતીય સભ્યતાએ પ્રવેશ કર્યો છે, ત્યાં સદૈવ ભારતનો આ જ સંદેશ રહ્યો છે આ તો સંસાર પ્રતિ ભારતનો ગગનભેદી સંદેશ છે મને આશા છે અને મારો એ વિશ્વાસ છે કે પિતૃભૂમિ ભારતના ભાવી ભાગ્યમાં ગમે તે થાઓ પણ ભારતવાસીઓનો આ સિદ્ધાંત સદૈવ અખંડ રહેશે "

ડૉ. સ્ટીનકોનો

# જૈન ધર્મ દર્શન



## પૂર્વાર્ધ

### ઉપક્રમ

ભારતવર્ષમા આર્ય સસ્કૃતિના ત્રણ ધર્મો હતા વૈદિક, જૈન અને બાદ્ધ આ ત્રણે ધર્મોમા થઇ ગયેલી મહાન્ વ્યક્તિઓના સમગ્ર જીવન, શક્તિ, બુદ્ધિ અને વિજ્ઞાનનો ફાળો ભારતીય પ્રજાના જીવનઘડતરમા મોટો છે વૈદિક ધર્મના મહાન્ ઋષિમુનિઓએ હજારો વર્ષ પહેલા રચેના વેદો દ્વારા, બૌદ્ધધર્મના સ્થાપક ગૌતમબુદ્ધે જગતને આપેના બૌદ્ધધર્મના સિદ્ધાતો મારફત અને જૈન ધર્મના તીર્થંકરોએ હજારો વર્ષ પૂર્વે ગામેગામ ફરીને પ્રવર્તાવેલા જૈન ધર્મના સિદ્ધાતો વડે ભારતીય આર્ય સસ્કૃતિની રચના થઇ છે

### જૈનની વ્યાખ્યા

જિન એટલે વિજિત અર્થાત્ જેમણે મન, વાણી અને શરીરને સપૂર્ણરીતે જીત્યા હોય તે 'જિન' અને તેમના અનુયાયી 'જૈન' કહેવાય છે જિનના તીર્થંકર, અર્હત્, અરિહત, સર્વજ્ઞ કે કેવળી વગેરે બીજા નામો પણ છે તેમણે બતાવેલો-ઉપદેશેલો મુખ્ય સિદ્ધાત તે

'સ્યાદ્વાદ' કહેવાય છે, તેને અનેકાંતવાદ, સાપેક્ષવાદ કે આર્હતદર્શન વગેરે નામોથી પણ ઓળખે છે

## પ્રાચીનતા

જૈનો પોતાના ધર્મને અનાદિ, શાશ્વત અને અવિચળ માને છે જૈન ધર્મ પ્રાચીન છે તે વિશે વેદ, તૈત્તિરીયસંહિતા, બ્રહ્મસૂત્ર, ભાગવત વગેરે વૈદિક ધર્મના ગ્રંથોમાં અને બૌદ્ધોના મૂળ ત્રિપિટક ગ્રંથોમાં પુષ્કળ સામગ્રી છે તેમજ જૈનો પરંપરાથી પણ તેમ માનતા આવ્યા છે

જૈનોના સામાજિક રીતરિવાજો હિંદુઓ જેવા જ હોવા છતાં ધર્મ તરીકે તેઓ તદ્દન જુદા પડે છે જૈનધર્મને બૌદ્ધધર્મ સાથે પણ કંઈ સંબંધ નથી.

જૈન ધર્મનો પ્રારંભ જૈનોના છેલ્લા ચોવીશમા તીર્થંકર મહાવીર સ્વામીથી થયો છે એવી કેટલાક પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનોની માન્યતા ભૂલભરેલી છે કારણકે ભ મહાવીરથી ૨૫૦ વર્ષ પહેલાં જૈનોના ત્રેવીશમા તીર્થંકર ભ પાર્શ્વનાથ થયા હતા અને પાર્શ્વનાથને પ્રામાણિક વિદ્વાનોએ ઐતિહાસિક વ્યક્તિ તરીકે સ્વીકાર્યા છે

## જૈન ધર્મ માટે ભ્રમ

વળી કેટલાક વિદ્વાનોએ જૈન ધર્મનો ઉદ્ગમ બૌદ્ધ ધર્મમાંથી અને બૌદ્ધ ધર્મનો ઉદ્ગમ જૈન-ધર્મમાંથી થયાની કલ્પના કરેલી પણ એ બધી ભૂલો છે એમ વિદ્વાન જર્મન પ્રોફેસર હર્મન યાકોબીએ સ્પષ્ટરૂપે સાબિત કરી બતાવ્યું છે તેઓએ કહ્યું છે કે—

'જૈન ધર્મ અત્યંત પ્રાચીન અને અન્ય ધર્મોથી પૃથક્ એક સ્વતંત્ર ધર્મ છે એટલા માટે હિંદુસ્તાનના પ્રાચીન તત્ત્વજ્ઞાન અને ધાર્મિક જીવન જાણવા માટે એ અત્યંત ઉપયોગી છે'

હિંદુ શાસ્ત્રોએ આવો ગોટાળો કદી ઊભો કર્યો નથી. હિંદુસ્તાનના

રહેવાસીઓને પરદેશીઓની આ જાતની અજ્ઞાનતા નવાઈ જેવી લાગે છે, પરતુ તેઓની આ માન્યતાના કારણો તરીકે તેઓ નીચે દર્શાવેલી મહાવીર અને ગૌતમબુદ્ધ વચ્ચેની કેટલીક સમાનતાની વિગતો આગળ ધરે છે

## મહાવીર અને બુદ્ધમા સમાનતા અને અતર

મહાવીર અને બુદ્ધ, બને એક જ દેશ બિહારમા જન્મ્યા હતા, બંને સમકાલીન હતા બનેનો જન્મ રાજવશીય ક્ષત્રિયકુળમા થયો હતો બનેના ઉપદેશોએ રાજાઓ ઉપર પ્રભાવ પાડ્યો હતો બંનેના અર્હત્, બુદ્ધ, જિન વગેરે નામો એક સરખા છે બનેના ધાર્મિક સ્થાનો મદિર, સ્તૂપ ચૈત્ય અને પૂજાવિધિ તેમજ કેટલાક બાહ્ય આચારોમા મળતાપણુ છે બને હિદુ ધર્મમા આવેલી શિથિલતા અને હિંસામય પ્રવૃત્તિની વિરુદ્ધ સખત પ્રચાર અને શ્રમણ માર્ગનો ઉપદેશ કરતા હતા બનેની પ્રવૃત્તિ એક જાતના સામાજિક (Social) બળવારૂપે હતી, બંનેનુ નિર્વાણ એક જ દેશમા લગભગ સમકાળે થયુ

મહાવીર અને બુદ્ધમા ઉપર્યુક્ત સમાનતાઓ હોવા છતા તેઓ વચ્ચેનો તફાવત એટલો બધો સ્પષ્ટ છે કે બને એક બીજાથી ભિન્ન અને સ્વતત્ર વ્યક્તિઓ હતી એ સહેલાઇથી નક્કી કરી શકાય તેમ છે

મહાવીર વૈશાલીમા ક્ષત્રિયકુડ ગ્રામ નગરમા ઇ સ પૂર્વે ૫૯૯ વર્ષે જન્મ્યા હતા જ્યારે ગૌતમબુદ્ધનો જન્મ કપિલવસ્તુમા ઇ સ પૂર્વે ૫૬૭ મા થયો હતો મહાવીરના માતા–પિતા લાબુ જીવ્યા હતા જ્યારે બુદ્ધની માતા તેમને જન્મ આપ્યા પછી તરત મરણ પામી હતી મહાવીર, તેમના સગાવહાલાના મનનુ સમાધાન કરી રજા લઇને સાધુ થયા હતા, જ્યારે બુદ્ધે પિતાની ઈચ્છા વિરુદ્ધ સસારત્યાગ કર્યો હતો મહાવીરના માતા–પિતા તિ પાર્શ્વનાથે ઉપદેશેલા ધર્મના અનુયાયી હતા અને મહાવીરે એ ધર્મમા સામયિક ફેરફાર કરીને તે પ્રાચીન ધર્મનો જ પ્રચાર કર્યો, જ્યારે બુદ્ધે નવો ધર્મ સ્થાપ્યો મહાવીર ૭૨ વર્ષની ઉમરે

પાવાપુરીમા નિર્વાણ પામ્યા હતા જ્યારે બુદ્ધ ૭૯ વર્ષની ઉંમરે પાવા-પુરીમા નિર્વાણ પામ્યા હતા

ગૌતમસ્વામી જેમનુ બીજુ નામ ઇન્દ્રભૂતિ હતુ, તેઓ મહાવીરના પ્રથમ શિષ્ય હતા નામની સમાનતાથી એક પાશ્ચાત્ય વિદ્વાનોને ગૌતમબુદ્ધને મહાવીરના શિષ્ય તરીકે નોધ્યા છે જ્યારે જૈનોના ગૌતમ ગણધર બ્રાહ્મણ મહાપડિત હતા

કેટલાક ઇતિહાસકારો તો બુદ્ધના જીવન ઉપર જૈન ધર્મની છાપ હોવાનુ પણ માને છે તેઓ એવુ પ્રમાણ આપે છે કે અશોકના એક ધર્મ લેખમા નિર્ગ્રંથો (જૈનો) અને આજીવકોને માટે ધર્મ મહામાત્રો નિયુક્ત કરવાનો ઉલ્લેખ મળી આવે છે બુદ્ધ ભગવાન ગૃહસ્થાશ્રમ છોડીને આવા સાધુઓ સાથે રહ્યા હતા આ સાધુઓ તપોમય જીવન ગાળતા હતા મોટે ભાગે આ તપસ્વી જૈન સાધુઓના સગમા જ રહીને બુદ્ધે પોતાના ધર્મમા કેટલીક વાતોનો સમાવેશ કર્યો હોય એમ લાગે છે અને તેથી જ તેમનો મધ્યમમાર્ગ એ ઉત્કૃષ્ટ તપસ્વી માર્ગમાથી સુધારેલુ રૂપ જ છે

બૌદ્ધોના મૂળ ત્રિપિટક ગ્રથો ઉપરથી પણ જૈન ધર્મ સ્વતત્ર હોવાનુ પુરવાર થાય છે બૌદ્ધ ગ્રથોમા મહાવીરને બુદ્ધના સમોવડિયા અને જૈનોને બૌદ્ધોના પ્રતિસ્પર્ધી તરીકે વર્ણવ્યા છે વળી બુદ્ધના કાળમા જે સઘો અસ્તિત્વમા હતા, તેમા નિગઠ-નિગઠીઓ એટલે જૈન સાધુ તથા સાધ્વી-ઓનો સઘ સૌથી મોટો હતો તેમજ પાર્શ્વનાથથી ચાલ્યો આવેલો ચાતુર્યામ એટલે ચાર મહાવ્રતો—અહિંસા, સત્ય, અસ્તેય (અચૌર્ય) અને અપરિગ્રહરૂપ આચાર-ધર્મમા ભ મહાવીરે બ્રહ્મચર્ય નામનુ પાચમુ વ્રત ઉમેરી જૈન ધર્મમાં નવીન જીવન ચૈતન્ય રેડ્યુ હતુ

જૈન દર્શનનો મુખ્ય આધાર તેના સ્યાદ્વાદ, અહિંસા અને કર્મ સિદ્ધાત ઉપર છે સ્યાદ્વાદનુ વિવેચન આગળ કરવામાં આવશે

## અહિંસા

જૈનોનો આચાર ધર્મ મુખ્યત અહિંસા છે, કારણ કે જૈનો મન, વચન અને કાયાથી અહિંસા–ધર્મ પાળે છે એકલા પશુ, પક્ષી કે જીવજતુ જ નહિ પણ જીવ માત્રની હિંસા ન કરવી અને તેમને કોઈ પ્રકારે દુખ ન દેવુ એવી જૈનોની અહિંસાની માન્યતા છે અને એ દૃષ્ટિએ જીવ શેમા છે અને કેટલા છે એની બહુ ઝીણવટભરી મીમાસા જૈન શાસ્ત્રમા કરેલી છે આ જ કારણથી જૈનો માસ, મચ્છી કે ઇંડા વગેરે તો શુ કદમૂળ પણ ખાતા નથી, પણ શાકાહાર એટલે અન્ન અને વનસ્પતિનો જ આહાર કરે છે સ્પષ્ટત એમ કહી શકાય કે Jains are strict vegetarians એટલે જૈનો ચુસ્ત શાકાહારી છે

ભ મહાવીરે અહિંસા ધર્મનો ફેલાવો એટલા જોરથી કર્યો કે તેની અસર અન્ય ધર્મો અને સમાજો ઉપર પણ પડ્યા વગર રહી નહિ તેથી પૂર્વકાળમા યજ્ઞના બહાને અસખ્ય નિર્દોષ પશુઓનો જે વધ થતો હતો તે ધીમે ધીમે ઘટી જઇ અત્યારે લગભગ નાબૂદ થઇ ગયો, અર્થાત્ યજ્ઞમા અપાતો પશુબલિ સર્વથા બધ થઇ ગયો

અત્યારે જૈનોની વસ્તી જો કે સરકારી ગણતરી મુજબ પદર લાખની છે, છતા એક રીતે જૈનધર્મની અસર તેની આર્થિક અને સામાજિક લાગવગથી માત્ર હિન્દમા જ નહિ પણ સમગ્ર ભૂમડલમા પથરાતી જાય છે આજે આ અસરનો મહત્ત્વનો ફાળો મ ગાધીજીના ભાગે જાય છે, કેમકે તેમની આખીયે સિદ્ધાત રચના જૈન વિચાર–સરણીની આસપાસ છે અર્થાત્ ગાધીજીની અહિંસાની માન્યતાને જૈન-ધર્મ સાથે ઘણો સબધ છે ગાધીજી એક સ્થળે સ્વય કહે છે કે–" જૈન દર્શનમાથી હુ ઘણુ જાણવા જેવુ શીખ્યો છુ " તેઓ જે શીખ્યા તેમા અહિંસા સિદ્ધાત મુખ્યપણે છે

## કર્મ

જૈનો જન્મ અને મરણને સૌથી મોટા દુખો માને છે જ્યા સુધી

આત્મા કર્મથી બંધાયેલો છે ત્યાં સુધી તેને સંસારમાં વારંવાર જન્મ લેવો પડે છે આ જન્મ-મરણની અવિરત દુઃખમય ઘટમાળમાં ફરી ફરી અટવાવું ન પડે એટલે કર્મ બંધનમાંથી મુક્તિ મેળવવા માટે પ્રત્યેક આત્માએ પ્રયત્ન કરવો જોઈએ આ પ્રયત્ન કેવો હોવો જોઈએ તે જેઓ મોક્ષ પામેલા છે તેવા કેવળી ભગવાનોએ બતાવ્યો-ઉપદેશ્યો છે તે પ્રયત્ન-માર્ગ જૈન ધર્મ છે

હિંદુ ધર્મની માફક જૈન ધર્મ પણ એમ માને છે કે આ આત્માએ અનાદિકાળથી ભવભ્રમણ કર્યું છે અને મોક્ષ ન મળે ત્યાં સુધી જુદી જુદી યોનિમાં એટલે ભવમાં જન્મ લેવો પડે છે આ રીતે ચોરાશી લાખ યોનિમાં ભ્રમણ કરતાં કરતાં ઘણા જ પુણ્યોદયે મનુષ્યજન્મ મળે છે, એમ જૈનો માને છે આત્મા પોતેજ પોતાના કર્તવ્યો પ્રમાણે કર્મ બાંધી શકે છે અને છોડી શકે છે આમ જ્યાં સુધી આત્મા કર્મથી છૂટો થાય નહિ ત્યાં સુધી તેને જન્મ જરા, મૃત્યુ તેમજ સંસારની અનેક વિટંબણાઓ ભોગવવી પડે છે મનુષ્યભવ કરતાં ઊતરતી અન્ય યોનિ જેવા કે તિર્યંચ અને નારકીના દુઃખો ઘણા વધારે અને ભયંકર હોય છે પાપના ઉદયથી આવી ઊતરતી યોનિમાં જન્મ મળે છે, જ્યારે પુણ્યના ઉદયથી સ્વર્ગમાં દેવતારૂપે જન્મ મળે છે જ્યાં અનેક પ્રકારનાં પૌદ્ગલિક-ભૌતિક સુખો પ્રાપ્ત થાય છે જીવ સ્વર્ગનાં સુખો ભોગવીને પુણ્ય ખપાવી દે છે ને તેને પાછો ઊતરતા ભવમાં જન્મ મળે છે તેમ નરકમાં દુઃખો ભોગવી પાપ કર્મ ખપાવતા ઊંચા ભવમાં તેને જન્મ મળે છે આમ પુણ્યકર્મ અને પાપકર્મ અનુસાર જન્મ-મરણની ઘટમાળ સતત ચાલુ રહે છે ફક્ત મનુષ્ય ભવમાં જ જીવ બધાં કર્મોને ખપાવી શકવાના પ્રયત્નો કરી શકે છે કેમકે કર્મ કેમ ખપાવી શકાય એનું જ્ઞાન તે મનુષ્ય ભવમાં જ મેળવી શકે છે અને એ માટે પુરુષાર્થ કરવા ધારે તો સમગ્ર કર્મો ખપાવી દઈ મુક્તિ મેળવી શકે આ કારણથી જ મનુષ્યભવને બીજા બધા દેવતા વગેરેના ભવો કરતાં યે ઉત્તમ ગણવામાં આવેલો છે

જૈનધર્મ મુજબ પ્રત્યેક ભવ્ય જીવ મોક્ષનો અધિકારી ગણાય છે, અને એ માટેના પુરુષાર્થથી મોક્ષ મેળવી શકે છે જૈનો માને છે કે અસખ્ય કાળથી અસખ્ય જીવો મોક્ષે ગયા છે

## જગતનો કર્તા

જૈનોની માન્યતા પ્રમાણે જગત્ અનાદિ કાળથી ચાલતુ આવ્યુ છે અને ચાલ્યા જ કરશે જગતનો પ્રારભ કે અત નથી અને તેનો બનાવનાર પણ કોઇ નથી. કેટલાક દર્શનકારો આ દુનિયા અને તેની ઘટમાળનુ ચક્ર ઇશ્વરે બનાવ્યુ એમ માને છે જૈનદર્શન પ્રમાણે તો જગતનુ ચક્ર કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ આ પાચ કારણોના મેળથી અનાદિકાળથી ચાલ્યા કરે છે અને અનન્ત કાળ સુધી ચાલ્યા કરશે

## નવતત્ત્વ

'જગત્ શી વસ્તુ છે?' એનો વિચાર કરતા એ માત્ર બેજ તત્ત્વરૂપ માલમ પડે છે જડ અને ચેતન એટલે અજીવ અને જીવ આ બે તત્ત્વોને વિસ્તારથી સમજાવવા માટે જૈન શાસ્ત્રકારોએ તેના નવ પ્રકારો કરી બતાવ્યા છે ૧ જીવ, ૨ અજીવ, ૩ પુણ્ય, ૪ પાપ, ૫ આશ્રવ ૬ સવર, ૭ બધ, ૮ નિર્જરા અને ૯ મોક્ષ આનુ વિવરણ આગળ આપવામા આવશે

## કાળ

કાળની ગણતરી માટે જૈન શાસ્ત્રોમા ઉત્સર્પિણી અને અવસર્પિણી નામના બે મુખ્ય વિભાગો પાડવામા આવેલા છે ઉત્સર્પિણી કાળમા રૂપ, રસ, ગધ, શરીર આયુષ્ય બળ આદિ વૈભવ સુખ ક્રમશ ચઢતા હોય છે એટલે ઉત્તરોત્તર સુખ વધતુ હોય છે અને અવસર્પિણી કાળમા આ સુખ ઘટતુ જાય છે આ પ્રત્યેકને ૭ ૭ વિભાગોમા વહેચવામા આવ્યા છે હિંદુ ધર્મમા આના ૭ વિભાગોમા ચાર યુગો છે તેમ

ધર્મમાં આના છ વિભાગોને 'આરા' નામે ઓળખવામાં આવે છે આ છ આરાઓમાં સખ્યા ન થઇ શકે એટલા વર્ષો પસાર થઈ જાય છે

આ બને માળમાં અસખ્ય આત્માઓ મોક્ષે જાય છે આ મોક્ષે જનારા કેવળીઓમાં તીર્થંકરો એટલે પયગબરો નવો ધર્મ સ્થાપના નથી પણ તેઓ સમય જતા ધર્મમાં પેસી ગયેલી શિથિલતાને દૂર કરી નવુ ચૈતન્ય રેડે છે અર્થાત્ દેશ-કાળ મુજબ મૂળ સિદ્ધાંતને બાધ ન આવે તેવો સુધારો કરી ઉપદેશ આપે છે અને આચાર ધર્મ દ્વારા મોક્ષ કેમ મેળવવો તેનો ઉપાય બતાવે છે તીર્થંકર અને કેવળીમાં તાત્વિક અંતર નથી તીર્થંકરને કેવળી આ બંને તેજ ભવમાં મોક્ષે જાય છે ત્યારપછી તે બધા સિદ્ધ કહેવાય છે પણ દેહધારી અવસ્થામાં કેવળી કરતા તીર્થંકરમાં એટલીજ વિશેષતા છે કે તે સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સઘ એટલે તીર્થની સ્થાપના કરે છે તીર્થની રચના કરતા હોવાથી જ તેઓ તીર્થંકર કહેવાય છે છ આરાઓમાં ફક્ત ચોવીશ આત્માઓ જ તેમના નામકર્મના પ્રભાવે તીર્થંકર પદ પ્રાપ્ત કરે છે વર્તમાનકાળના ૨૪ તીર્થંકરોના નામો નીચે પ્રમાણે છે

| | |
|---|---|
| ૧ ઋષભદેવ (આદિનાથ) | ૧૩ વિમળનાથ |
| ૨ અજિતનાથ | ૧૪ અનતનાથ |
| ૩ સભવનાથ | ૧૫ ધર્મનાથ |
| ૪ અભિનદન | ૧૬ શાતિનાથ |
| ૫ સુમતિનાથ | ૧૭ કુથુનાથ |
| ૬ પદ્મપ્રભુ | ૧૮ અરનાથ |
| ૭ સુપાર્શ્વનાથ | ૧૯ મલ્લિનાથ |
| ૮ ચદ્રપ્રભુ | ૨૦ મુનિસુવ્રત |
| ૯ સુવિધિનાથ | ૨૧ નમિનાથ |
| ૧૦ શીતલનાથ | ૨૨ નેમનાથ ( અરિષ્ટનેમિ ) |
| ૧૧ શ્રેયાંસનાથ | ૨૩ પાર્શ્વનાથ |
| ૧૨ વાસુપૂજ્ય | ૨૪ મહાવીર |

મહાવીરસ્વામીનુ બીજુ નામ વર્ધમાન છે તીર્થંકરોમા પહેલા તીર્થંકર ઋષભદેવ ત્રેવીશમા પાર્શ્વનાથ તેમજ ચોવીશમા મહાવીરસ્વામીના જીવનો અતિ મહત્ત્વના હોનાથી તેમના જીવનવૃત્તાતો આગળ આપવામા આવેલા છે આ ચોવીશ તીર્થંકરો પૂજનાને યોગ્ય ગણાય છે જૈનો તેમની મૂર્તિઓ બનાવી મદિરોમા પ્રતિષ્ઠિત કરે છે અને તેની પૂજા સ્તવના કરીને પવિત્ર બને છે મૂર્તિપૂજાની હકીકત પણ આગળ આપવામાં આવી છે

જૈન એ જ્ઞાતિ નથી પણ ધર્મ છે, તેઓ વૈદિકોની માન્યતા અનુસાર વર્ણ-જાતિને માનતા નથી પરતુ તેમના સસર્ગમા રહેતા હોવાથી જ્ઞાતિના રીતરિવાજો જૈનોમા પણ ઘૂસ્યા છે જૈનો હિદુ પણ કહેવાય છે, છતા હિદુ ધર્મના ઘણા રીતરિવાજો જૈનો માનતા નથી, છતા જ્યારે વૈદિકોનુ ખૂબ જોર હતુ ત્યારે તેમના કેટલાયે રીતરિવાજો જૈનોને મરજી વિરુદ્ધ અપનાવવા પડ્યા હતા

જૈનો મરણ પછીના શ્રાદ્ધ જેવા રિવાજોને બિલકુલ માનતા નથી, કેમકે જૈનો માને છે કે આત્મા પોતે જે ધર્મકરણી કરે તેનુ ફળ તેને જ મળે છે એકે કરેલી ધર્મકરણીનુ ફળ બીજાને કઇ રીતે મળે? મરણ પછી આત્મા માટે થતી ક્રિયાઓ કે ધર્મ, મૃત-આત્માને પહોચી શકતા નથી, આ ક્રિયાના બહાના હેઠળ બ્રાહ્મણોએ કમાણીનો ધધો શોધી કાઢ્યો હોય એમ જૈનો માને છે

જૈન ધર્મમા કોઈપણ મનુષ્ય જોડાઈ શકે છે તેમા વર્ણ જાતિ લિંગ કે શ્રીમતાઇના ભેદભાવો નથી મહાવીરના મુખ્ય શિષ્યો વેદાદિ શાસ્ત્રના પારગામી બ્રાહ્મણ પડિતો હતા અને તેમના ઘણા અનુયાયી ક્ષત્રિયો હતા મહાવીરના મુખ્ય શ્રાવકો તો કુભાર અને ખેડૂતનો ધધો કરનારા વણિક્ કે ઊંચ જાતિના શૂદ્રો હતા એટલુ જ નહિ મચ્છીમાર તેમજ કસાઇઓ પણ જૈન થયાના દાખલાઓ જૈન કથામા આવે છે

હિદુ ધર્મનો સખત સામનો હોવા છતા જૈન-ધર્મ ટકી રહ્યાનુ

એક કારણ એ છે કે તેઓએ હિંદુઓના રીતરિવાજો અપનાવી લીધા, અને તેથી બંને ધર્મો વચ્ચેનુ વૈમનસ્ય ઘટતુ ગયુ

જેમ જગતનો કર્તા કોઈ નથી તેમ આત્માને સુખ-દુ ખ આપનાર કોઈ વ્યક્તિ નથી આત્મા પોતે જ પોતાના પૂર્વભવના કરેલા કર્મોને અનુસારે સુખદુ ખ ભોગવે છે આત્માને અનાદિકાળથી શુભ અને અશુભ કર્મો વળગેલા છે જ્યારે આત્મા પુરુષાર્થ વડે આ કર્મોથી છૂટે ત્યારે તે તેના શુદ્ધ સ્વરૂપમા આવે છે આ શુદ્ધ સ્વરૂપી આત્મા એ જ પરમાત્મા કે ઈશ્વર છે આત્મા પોતાનુ શુદ્ધ સ્વરૂપ પામે એનુ નામ જ મોક્ષ છે, કારણ કે શુદ્ધ સ્વરૂપી આત્માને કર્મો હોતા નથી એટલે તેને જન્મ મરણના ફેરા કરવા પડતા નથી તેને સંસાર તરફે રાગ કે દ્વેષ હોતો નથી તેથી સુખ અને દુ ખથી પણ આ જગતની રચના કરતા નથી

કર્મની ફિલસુફી એટલે કર્મના તત્ત્વજ્ઞાન ઉપર જૈન શાસ્ત્રોએ જે ચર્ચા કરેલી છે અને તેની જે સમજણ આપેલી છે તે દુનિયાના કોઈ ધર્મે આપી નથી જૈનોએ જીવ વિજ્ઞાનનુ આખુ ચણતર કર્મ ઉપર રચેલુ છે કર્મની ફિલસુફીની ચર્ચા આગળ આપવામા આવી છે

કર્મની ફિલસુફી સમજનારને જણાશે કે આ દુનિયા પૃથ્વી, પાણી, સૂર્ય ચદ્ર, તારા વગેરેને કોઇ ઇશ્વરે બનાવ્યા નથી પણ તેઓ શાશ્વતા એટલે અનાદિ છે અન્ય ધર્મો કરતા આ માન્યતા જુદી હોવાથી કેટલાક જૈનોને નાસ્તિક ' તરીકે ગણે છે પણ આ માન્યતા ભૂલભરેલી છે કારણ કે જૈનો ઇશ્વરને માને છે પણ ઉપર બતાવ્યુ તેમ તેને જગતના કર્તા તરીકે નથી માનતા

મોક્ષગામી જીવ ઇશ્વર કહેવાય છે અને આત્મા ઇશ્વર બનવાના રસ્તે યાની મોક્ષ મેળવી પરમાત્મા બની શકે છે જૈનોને ત્યા ઇશ્વર કે પરમાત્મામા કશો ભેદ નથી એ બંને પર્યાયવાચી નામો છે

આમ કર્મની માન્યતાને બધ બેસે તેવી રીતે જૈનોએ મનુષ્ય માત્રને

સમાન હકવાળા ગણ્યા છે હિંદુ ધર્મની માફક વર્ણ, જાતિ કે સ્ત્રી પુરુષના ભેદભાવો જૈન-ધર્મને માન્ય નથી કોઈપણ આત્માને જન્મના કારણે ઊંચ કે નીચ જૈનો ગણતા નથી આત્માનું ઊંચા કે નીચાપણુ તેના કર્તવ્યો અને કર્મો પ્રમાણે મનાય છે સ્ત્રીના આત્માને પુરુષના આત્મા કરતા સ્ત્રી હોવાના કારણે નીચો ગણવામા આવેલ નથી મનુષ્ય માત્રને મોક્ષ મેળવવાના સમાન હક અને સરખી જ તક કોઈપણ પ્રકારની રૂકાવટ વિના જૈન ધર્મે આપેલી છે જૈનોએ સ્ત્રીના હકો પુરુષો જેટલા જ ગણેલા છે ઓગણીસમા તીર્થંકર મલ્લિનાથ સ્ત્રીના ભવમા મોક્ષ પામ્યા હતા એવી જૈન પરંપરા છે સ્ત્રીયોનિમા જન્મવુ અથવા નીચ કુળમા જન્મવું એ નીચ કર્મનું ફળ છે પણ આત્માના હક તરીકે તો જૈનો દરેકને સરખા જ ગણે છે પુરુષની માફક સ્ત્રીને જેમ તીર્થંકર થવાની તક છે તેમ નીચકુળ કે જાતિમા જન્મનારને પણ મોક્ષે જવાની સરખી જ તક છે

સંઘ

ઉપર કહેવામા આવ્યુ કે જૈનો મનુષ્યને તેના જન્મના કારણે ઊંચ કે નીચ માનતા નથી તેમ તેને અનુસરીને હિંદુઓએ કલ્પેલી બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની વર્ણભેદવ્યવસ્થા પણ જૈનોએ કબૂલ રાખી નથી તેના બદલે જૈનોએ ગુણ-કર્માનુસારી સાધુ, સાધ્વી શ્રાવક અને શ્રાવિકા એમ ચાર વર્ગ પાડ્યા છે અને આ ચારના સમૂહને સંઘ-ચતુર્વિધ સંઘનુ નામ આપ્યુ છે

સંઘની સત્તા અને મોભો એટલો મોટો છે કે બધા જૈનો સંઘની મર્યાદા નીચે ચાલે છે વ્યક્તિગત સત્તા કરતા સંઘની સત્તા સર્વોપરિ હોય છે, તેથી પર કોઈની સત્તા હોતી નથી આ કારણેજ સંઘ તીર્થની માફક વંદનીય છે તીર્થંકરો પણ દેશના આપતા પહેલા સંઘને નમસ્કાર કરે છે

ગામેગામ અને શહેરે શહેર જ્યા જૈનોની વસ્તી હોય છે ત્યા સંઘની વ્યવસ્થા હોય છે આ પ્રકારની સંઘવ્યવસ્થા હજારો વર્ષોથી

ચાલી આવે છે દરેક શહેરના જૈન સમાજની ધાર્મિક પ્રવૃત્તિઓ સઘ કર છે આ વ્યવસ્થા મદિરા જ્ઞાનમદિરા, ઉપાશ્રયો તેમજ સામાજિક નિયમો વગેરેના વહીવટ અગેની હોય છે જૈનધર્મની સસ્થાઓની સર્વોપરી માન્યતા તે શહેરના સઘની ગણાય છે

કોઈપણ જૈન ધર્મવિરુદ્ધ કાર્ય કરે તો સઘ તેને પ્રાયશ્ચિત્તથી માડીને સઘબહાર કરવા સુધીની સજા કરે છે અને સમગ્ર દેશમા ધાર્મિક મુશ્કેલીવાળો પ્રશ્ન ઊભો થતા તેનો નિકાલ ગામેગામના સઘો ભેગા થઈને કરે છે

આ જાતની સઘવ્યવસ્થાને લીધે જૈનો પોતાના મદિરો, મૂર્તિઓ અને જ્ઞાનભડારોને અનેક જાતના હુમલાઓથી નાશ થતા બચાવી શકયા છે આ હુમલાઓમા મુસલમાનોના આક્રમણ વખતે તેમની મદિરો અને મૂર્તિઓની ખડનપ્રવૃત્તિ જૈનધર્મવિરોધી રાજાઓના જુલમો અન્ય હિંદુધર્મના જૈનધર્મવિરુદ્ધના પ્રયત્નો અને તે અગે થયેલા જુલમો વગેરેનો સમાવેશ કરી શકાય

આ બધા પ્રહારો સામે થઈ જૈનધર્મ તેના સઘોની કાળજી, વ્યવહારકુશળતા અને તેના આગેવાનોના પ્રયત્નોમાથી ભારતમા એક અગ્રગણ્ય ધર્મ તરીકે ટકી શકયો છે

ભારતીય સાહિત્ય તથા કળામા જૈનોનો મોટામા મોટો ફાળો છે સાહિત્યનો ફાળો સાધુસસ્થાને આભારી છે આ સાધુ-સસ્થાએ દુનિયાને મહાન વિદ્વાન પડિતો અને વિચારકો આપ્યા છે કળાનો યશ જૈન શ્રાવકોને આભારી છે આ ધનાઢ્યોએ ધર્મની આરાધના કરવા માટે જગતને આશ્ચર્યમા નાખી દે તેવી કારીગરીવાળા સુદર મોટા મદિરો બધાવ્યા છે આબુ જેવા કેટલાક મદિરોની સ્પર્ધા હિંદમા બીજા કોઈ મદિરો કરી શકયા નથી જૈન સાહિત્ય અને કળા માટે આગળ વિવેચન કરવામા આવશે

# જૈનધર્મના પ્રસારનો ઇતિહાસ.

## ( ૨ )

જૈનધર્મનો પ્રભાવ ઇ સ પૂર્વે આઠમા સૈકાથી હોવાના પૂરાવાઓ શિલાલેખો, કીર્તિસ્તંભો, સમકાલીન કે પ્રાચીન ગ્રંથોના ઉલ્લેખો ઉપરથી જાણવા મળે છે જૈનોના ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથ અને ચોવીશમા તીર્થંકર મહાવીરસ્વામી ઇ સ પૂ છઠ્ઠી સદીમા જૈનધર્મનો પ્રચાર કરતા હતા, એવુ પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ કબૂલ રાખેલ છે

પાર્શ્વનાથ હીલ કે જેને જૈનો સમેતશિખરનો પહાડ કહે છે તે પાર્શ્વનાથના નામ ઉપરથી પડેલ છે પાર્શ્વનાથ હીલ ઉપર પાર્શ્વનાથનુ નિર્વાણ થયુ હતુ, તેથી જ તે પહાડને પાર્શ્વનાથનો પહાડ કહેવામા આવે છે પાર્શ્વનાથ મહાવીર પૂર્વે ૨૫૦ વર્ષ પહેલા થઇ ગયા અને મહાવીરને થયે ૨૪૭૧ વર્ષ થયા એટલે પાર્શ્વનાથને થયે ૨૭૨૧ વર્ષ થયા

### શિલાલેખો

ભગવાન મહાવીરના નિર્વાણના ૮૪ વર્ષનો એટલે વિ સ પૂર્વે ૩૮૬ નો એક શિલાલેખ અજમેરના બડલી ગામમાથી મળી આવ્યો છે તે લેખ મળી આવેલા ભારતીય શિલાલેખોમા સૌથી પ્રાચીન છે

ઈ સ પૂર્વે ૧૫૦ વર્ષના અરસામા જૈન ધર્મ અત્યારે ઓરિસા તરીકે ઓળખાતા કલિગ દેશમા પ્રસર્યો હતો, તેમ તે વખતે મહારાજા

ચાલી આવે છે દરેક શહેરના જૈન સમાજની ધાર્મિક પ્રવૃત્તિઓ સઘ કરે છે આ વ્યવસ્થા મદિરો જ્ઞાનમદિરો ઉપાશ્રયો તેમજ સામાજિક નિયમો વગેરેના વહીવટ અગેની હોય છે જૈનધર્મની સસ્થાઓની સર્વોપરી માલિકી તે શહેરના સઘની ગણાય છે

કોઇપણ જૈન ધર્મવિરુદ્ધ કાર્ય કરે તો સઘ તેને પ્રાયશ્ચિત્તથી માડીને સઘબહાર કરવા સુધીની સજા કરે છે અને સમગ્ર દેશમા ધાર્મિક મુશ્કેલીવાળો પ્રશ્ન ઊભો થતા તેનો નિકાલ ગામેગામના સઘો ભેગા થઇને કરે છે

આ જાતની સઘવ્યવસ્થાને લીધે જૈનો પોતાના મદિરો, મૂર્તિઓ અને જ્ઞાનભડારોને અનેક જાતના હુમનાઓથી નાશ થતા બચાવી શકય છે આ હુમનાઓમા મુસનમાનોના આક્રમણ વખતે તેમની મંદિરો અને મૂર્તિઓની ખડનપ્રવૃત્તિ જૈનધર્મવિરોધી રાજાઓના જુલમો અને હિદુધર્મના જૈનધર્મવિરુદ્ધના પ્રયત્નો અને તે અગે થયેલા જુલમો વગેરેનો સમાવેશ કરી શકાય

આ બધા પ્રહારો સામે થઇ જૈનધર્મ તેના સઘોની કાળજી વ્યવહારકુશળતા અને તેના આગેવાનોના પ્રયત્નોમાથી ભારતમા એ, અગ્રગણ્ય ધર્મ તરીકે ટકી શક્યો છે

ભારતીય સાહિત્ય તથા કળામા જૈનોનો મોટામા મોટો ફાળો ¹ સાહિત્યનો ફાળો સાધુસસ્થાને આભારી છે આ સાધુ–સસ્થાએ દુનિ મહાન વિદ્વાન પડિતો અને વિચારકો અર્પ્યા છે કળાનો યશ શ્રાવકોને આભારી છે આ ધનાઢ્યોએ ધર્મની આરાધના કરવા જગતને આશ્ચર્યમા નાખી દે તેવી કારીગરીવાળા સુદર મોટા મ બધાવ્યા આબુ જેવા કેટનાક મદિરોની સ્પર્ધા હિદમા બીજુ કોઈ નથી જૈન સાહિત્ય અને કળા માટે આગળ [illegible]

આ રીતે બકલી, ખારવેન અને મથુરાના શિનાલેખો અને ઉપર્યુક્ત ચિત્રકળા ઉપરથી તે સમયે જૈનધર્મનો પ્રભાવ ઇ સ પહેલાથી રાજવશો ઉપર હતો તેનો અચૂક પુરાવો આપે છે એટલુ જ નહિ એ સમાજ સરકારસપન્ન હતો એમ તેના શિલ્પ–સ્થાપત્યો ઉપરથી પણ જાણી શકાય છે

જૈન મુનિઓ જે જે પ્રદેશોમા વિચર્યા તે તે પ્રદેશમાં તેમના ઉત્કૃષ્ટ જ્ઞાન અને તપશ્ચર્યા જોઇને સામાન્ય લોકો જ માત્ર નહિ પણ રાજાઓ, મત્રીઓ અને રાજ્યના અધિકારીઓ પણ આકર્ષાઈ ઉપદેશ સાભળતા મુનિઓ ખાસ કરીને લોકજીવનને અનુકૂળ સાદી શૈલીમા ધર્મોપદેશ કરતા જેમને એ ઉપદેશની અસર થતી તેઓ જૈન ધર્મનો સ્વીકાર કરતા આમ ઘણા રાજ્યોમા જૈન ધર્મનો ફેલાવો થનો કહેવાય છે કે એક સમયે ભારતમા ચાલીશ લાખ જૈનો હતા

જૈન ધમનો ફેલાવો ઉત્તરમા કાશ્મીરથી માડી દક્ષિણમા મૈસુર રાજ્ય અને ઠેઠ સિલોન સુધી થયો હતો વળી જૈનો ઘણા નગરોમા રાજ્યના મત્રીઓ અને ખાસ અધિકારી પદે નિયુક્ત થતા વળી મોટા કે નાના શહેરોમા મોટા વેપારી કે શરાફો જૈન વણિક રહેતા તે પરપરા લગભગ આજે પણ જોવાય છે આમ બુદ્ધિ, સત્તા અને વૈભવથી રાષ્ટ્રમા જૈનોનુ સ્થાન મોખરે રહ્યુ છે અને અવારનવાર જૈન ધર્મના પ્રભાવના કાર્યો, કરતા રહે છે

## જૈન અને બૌદ્ધ ધર્મોએ હિદુ ધર્મ વિરુદ્ધ કરેલો પ્રચાર —

મહાવીરસ્વામીનો જન્મ સિદ્ધાર્થ નામના જૈન રાજાને ત્યા થયો અને તેઓ પાર્શ્વનાથના અનુયાયી હતા મહાવીર અને બુદ્ધ બને બિહારમા જ થ્યા હતા તે સમયે બિહારનો પ્રદેશ મોટા રાજ્યની રાજધાનીનો દેશ હતો તે વખતે બિહારનો ઇતિહાસ એટલે હિદુસ્તાનનો જ ઇતિહાસ ગણાય કારણકે બિહારમા આવેલા મગધના રાજ્યાસન પર મહાન પરા-

ભારતવેલે કટક પાસે આવેલી ઉદયગિરિ અને ખંડગિરિની ટેકરીઓ ઉપરથી હાથીગુફામાં કોતરાવેલા શિલાલેખો ઉપરથી જાણવા મળે છે

આ ગુફાઓમાં જૈન તીર્થંકરોના ચિત્રો કોતરેલા છે તથા જૈન તીર્થંકરો અને સાધુઓની પણ પ્રતિમાઓ છે વળી ત્યાંના શિલાલેખોમાં મંદિરનો પુનરુદ્ધાર તથા તીર્થંકરોની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ મળે છે તેમજ નંદરાજાના સમય પહેલાંથી જૈન મૂર્તિઓના નિર્માણની હકીકત, જે ભારતીય મૂર્તિકળાના ઇતિહાસમાં મોખરે મૂકી શકાય તેવી છે તે આ શિલાલેખમાં કરેલા ઉલ્લેખથી જાણી શકાય છે

મથુરાથી એક માઈલ છેટે કંકાલી છે અને ત્યાંથી અડધો માઈલ દૂર કંકાલીટીલા ટેકરી ઉપરથી જૈન શિલાલેખો મળી આવ્યા છે આ ટેકરી ઉપર નાના મોટા કદની અનેક જૈન પ્રતિમાઓ છે, અને ત્યાં બે જૈન મંદિરો હોય તેમ તેના ખંડિયેરો ઉપરથી જણાય છે આ પ્રતિમાઓની નીચે પાટપીઠ ઉપર ઘણાખરા શિલાલેખોમાં પ્રતિમાની પ્રતિષ્ઠા કરનાર અને કરાવનાર સાધુ–સાધ્વી અને શ્રાવક–શ્રાવિકાના નામ છે સાધ્વીના નામો ઉપરથી જણાય છે કે જૈનોનો સંઘ ચતુર્વિધ હોય છે તેનો ઐતિહાસિક પુરાવો મળે છે ત્યાંથી મળી આવેલા આયાગપટોની શિલ્પકળાનો બીજો નમૂનો ભારતમાં ક્યાંયથી મળ્યો નથી એવું ઇતિહાસ વેત્તાઓનું માનવું છે

## ચિત્રકળા

શિલ્પકળાની માફક ચિત્રકળામાં પણ જૈન ધર્મનો ફાળો અદ્વિતીય છે સરગુજા જિલ્લાની જોગીમારા ગુફામાં ઈ સ પૂ. પહેલી–બીજી શતાબ્દિના ચિત્રોમાં જૈન વિષય આલેખેલો મળી આવે છે, જેને ભારતીય ચિત્રકળાના પ્રાચીન નમૂનાઓમાં પ્રથમ મૂકી શકાય તેમ છે એવી જ રીતે ગ્રંથસ્થ ચિત્રકળામાં પણ ગુજરાતમાં સૌથી પ્રાચીન મળી આવેલી સં ૧૧૫૭ ની તાડપત્રની પ્રતિ છે જે આજે પણ નિશીથચૂર્ણિ ની પાટણના ભંડારમાં મોજુદ છે

આ રીતે બડલી, ખારવેન અને મથુરાના શિલાલેખો અને ઉપર્યુક્ત ચિત્રકળા ઉપરથી તે સમયે જૈનધર્મનો પ્રભાવ ઇ સ પહેલાથી રાજ-કુળો ઉપર હતો તેનો અચૂક પુરાવો આપે છે એટલુ જ નહિ એ સમાજ મ સ્કારસપન્ન હતો એમ તેના શિલ્પ–સ્થાપત્યો ઉપરથી પણ જાણી શકાય છે

જૈન મુનિઓ જે જે પ્રદેશોમા વિચર્યા તે તે પ્રદેશમાં તેમના ઉત્કૃષ્ટ જ્ઞાન અને તપશ્ચર્યા જોઇને સામાન્ય લોકો જ માત્ર નહિ પણ રાજાઓ, મત્રીઓ અને રાજ્યના અધિકારીઓ પણ આકર્ષાઇ ઉપદેશ સાભળતા મુનિઓ ખાસ કરીને લોકજીવનને અનુકૂળ સાદી શૈલીમા ધર્મોપદેશ કરતા જેમને એ ઉપદેશની અસર થતી તેઓ જૈન ધર્મનો સ્વીકાર કરતા આમ ઘણા રાજ્યોમા જૈન ધર્મનો ફેલાવો થતો કહેવાય છે કે એક સમયે ભારતમા ચાલીશ લાખ જૈનો હતા

જૈન ધર્મનો ફેલાવો ઉત્તરમા કાશ્મીરથી માડી દક્ષિણમા મૈસુર રાજ્ય અને ઠેઠ સિલોન સુધી થયો હતો વળી જૈનો ઘણા નગરોમા રાજ્યના મત્રીઓ અને ખાસ અધિકારી પદે નિયુક્ત થતા વળી મોટા કે નાના શહેરોમા મોટા વેપારી કે શરાફો જૈન વણિક્ રહેતા તે પરપરા લગભગ આજે પણ જોવાય છે આમ બુદ્ધિ સત્તા અને વૈભવથી રાષ્ટ્રમા જૈનોનુ સ્થાન મોખરે રહ્યુ છે અને અવારનવાર જૈન ધર્મના પ્રભાવ-ના કાર્યો, કરતા રહે છે

## જૈન અને બૌદ્ધ ધર્મોએ હિદુ ધર્મ વિરુદ્ધ કરેલો પ્રચાર —

મહાવીરસ્વામીનો જન્મ સિદ્ધાર્થ નામના જૈન રાજાને ત્યા થયો અને તેઓ પાર્શ્વનાથના અનુયાયી હતા મહાવીર અને બુદ્ધ બને બિહા-રમા જન્મ્યા હતા તે સમયે બિહારનો પ્રદેશ મોટા રાજ્યની રાજધાનીનો દેશ હતો તે વખતે બિહારનો ઇતિહાસ એટલે હિદુસ્તાનનો જ ઇતિહાસ ગણાય કારણકે બિહારમા આવેલા મગધના રાજ્યાસન પર મહાન પરા-

ક્રમી રાજાઓ થઈ ગયા છે આમાના ઘણાખરા રાજાઓ જૈન હતા અને જેઓ જૈન નહોતા તેઓ પણ જૈન ધર્મની પ્રગતિના માર્ગમા આડા આવતા નહોતા

આ સમયે વેદ ધર્મમા ધર્મગુરુઓની શુષ્ક કર્મકાંડી પ્રવૃત્તિના લીધે શિથિલતા આવી ગઈ હતી વળી હિંદુ ધર્મમા યજ્ઞાદિ ક્રિયાઓમા ધર્મના નામે ઘણી જ પશુહિંસા થતી હતી હિંદુ ધર્મગુરુઓ અન્ય પ્રજાને ઊતરતી ગણતા અને નિરંકુશ સત્તા ભોગવતા હતા તે વખતની સામાજિક વ્યવસ્થામા સ્ત્રીની કાંઈ જ ગણના નહોતી અને તેઓ શૂદ્રને તુચ્છ ગણતા હતા આ જાતની પ્રવૃત્તિ અટકાવવા અને ધર્મ કેવો હોવો જોઈએ તે બતાવવા મહાવીર અને બુદ્ધે ખૂબ જોરથી પ્રચાર શરૂ કર્યો મહાવીરે પોતાના જીવનમા તપ અને ત્યાગ આચરીને પ્રજાને ધર્મનો શુદ્ધ માર્ગ બતાવ્યો

બુદ્ધ અને મહાવીરની ધર્મને શુદ્ધ સ્વરૂપમા બતાવવાની આ પ્રકારની પ્રવૃત્તિથી પ્રજા બૌદ્ધધર્મ અને જૈન ધર્મમા ભળવા લાગી પણ આનુ એક પરિણામ એ આવ્યુ કે જૈન અને બૌદ્ધધર્મને હિંદુ ધર્મ વચ્ચે ઘર્ષણ શરૂ થયુ દરેક ધર્મે રાજ્યાશ્રય મેળવવા પ્રયત્ન કર્યો, અને જે જે ધર્મને રાજ્યાશ્રય મળ્યો તેનુ જોર વધતુ ગયુ બૌદ્ધ ધર્મનો ફેલાવો રાજ્યાશ્રય હોવાથી જ હિંદ અને પરદેશમા પણ ઘણો થયો રાજ્યાશ્રય બંધ થતા તેમજ હિંદુ-ધર્મનુ જોર વધતા બૌદ્ધ ધર્મનો ફેલાવો હિંદુસ્તાનમા થતા અટકી ગયો એટલુ જ નહિ પણ આ દેશમાથી લુપ્તપ્રાય થયો અને ચીન જાપાન તથા સીલોન વગેરે દેશોએ બૌદ્ધ ધર્મને અપનાવી લીધો આજે પણ તેના કરોડો અનુયાયીઓ તે દેશોમાં છે

જૈન ધર્મમા સંયમી જીવન માટે અનેક પ્રકારની મર્યાદાઓ હતી તેથી જૈન સાધુઓ પરદેશમા જઈ શક્યા નહિ અને જૈન ધર્મનો ફેલાવો પરદેશમા થઈ શક્યો નહિ ભારતમાં પણ તેણે રાજ્યાશ્રય મેળવવાનો

વળી જૈન ધર્મને હિંદુ અને બૌદ્ધ ધર્મોનો સામનો હોવા છતા તે અત્યાર સુધી હિંદમા પણ સબળપણે ટકી રહ્યો જૈન ધર્મના સિદ્ધાન્તોની અસર બીજા ધર્મો ઉપર પણ પડી હતી અને મહાવીરના શુદ્ધ તપોમય જીવનથી તેમજ તેમના ઉગ્ર પ્રચારથી કેટલાયે બ્રાહ્મણ પડિતો મહાવીરના મુખ્ય શિષ્યો તરીકે દીક્ષિત થયા હતા

જૈન ધર્મની અસર નીચે ઘણા રાજાઓ આવ્યા હતા ઘણાયે જૈન ધર્મનો સ્વીકાર પણ કર્યો હતો કેટનાક અન્યધર્મી રાજાઓ પણ જૈન ધર્મના આદર્શ સિદ્ધાતો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા મહાવીર પછી સામાન્ય રીતે જૈન સાધુઓએ લોકધમદ્વારા સામાન્ય જનતામા જૈન ધર્મનો ફેલાવો કર્યે રાખ્યો જેથી તેની સખ્યા આજે નાની હોવા છતા ભારતના જીવત ધર્મોમા તે વ્યવસ્થિત સાધન-સામગ્રીદ્વારા વિશિષ્ટ સ્થાન ધરાવે છે

# જૈનધર્મનો મહારાજ્યોમા પ્રચાર.

( ૩ )

મહાવીરના સમયે બિમ્બિસાર જેમનુ બીજુ નામ જૈન ગ્રંથોમા શ્રેણિક છે તેઓ બિહારમા આવેલા મગધદેશના રાજા હતા તેમની રાજધાની રાજગૃહીમા હતી, કે જેમાં ભગવાન મહાવીરે સાધુપણામા ઘણુા ચોમાસા ગાળ્યા હતા શિશુનાગવંશીય શ્રેણિક મહારાજ મહાવીરના પાકા અનુયાયી થયા તે પહેલા તે બૌદ્ધધર્મ પાળતા શ્રેણિક રાજાએ ધર્મનુ પાલન ખૂબ સારી રીતે કર્યું જેથી આવતી ચોવીશીમા તીર્થંકર થવાનુ ફળ તેમણે મેળવ્યુ જૈનગ્રંથોમા એની વિગતો આપેલી છે બિમ્બિસારની રાજગાદી તેના પુત્ર અજાતશત્રુએ ( કુણિકે ) લઇ લીધી અને પોતાના પિતાને બેડીઓ નાખી કેદમા પૂર્યો હતો, પાછળથી તેને પોતાના દુષ્કૃત્યનો પશ્ચાત્તાપ થતા તે જાતે જ પિતાની બેડીઓ તોડવા હથોડો લઇને બંદીખાને ગયો પિતાએ તેને હથોડો લઇને આવતા જોયો એટલે તેમને લાગ્યુ કે મારો પુત્ર મારો વધ કરશે તેથી કુળને પિતૃવધના કલંકમાથી ઉગારી લેવા બિમ્બિસારે આત્મહત્યા કરી નાખી આવી રીતે પિતાએ કરેલા આત્મઘાતથી તેને ખૂબ પશ્ચાત્તાપ થયો તેણે જૈનધર્મના માર્ગે ચાલી આત્મશુદ્ધિ કરી તેના પછી તેનો પુત્ર ઉદાયિન રાજા થયો તે પણ જૈન ધર્મનો પાકો અનુયાયી હતો ઉદાયિને પોતાની રાજધાની પાટલીપુત્રમા રાખી હતી

ઉદાયિન પછી નંદવંશના રાજાઓ પાટલીપુત્રની ગાદીએ વી નિ

મ ૬૧ થી ૨૧૫ સુધીમા આવ્યા તેમાના ઘણાખરા અમાત્યો જૈન હતા આ રાજાઓ પણ જૈનધર્મ પાળતા હતા અને તેમના આશ્રયતળે જૈનધર્મ ખીલ્યો હતો નન્દવશના છેલ્લા રાજા પાસેથી મૌર્યવશના મહારાજા ચદ્રગુપ્તે તેનુ રાજ્ય પડાવી લીધુ

ચદ્રગુપ્ત.

છેલ્લા નદે ચાણક્યનુ અપમાન કર્યું હતુ, તેથી તેણે પર્વતક રાજાને સાથે લઇ નદરાજાને હરાવ્યો આ પર્વતક રાજા અકસ્માતથી મરણ પામ્યો અને પરિણામે નદ તેમજ પર્વતક બન્નેના રાજ્યો ચદ્રગુપ્તે લઈ લીધા આમ મહાવિદ્વાન ચાણક્યની બુદ્ધિથી તેણે રાજ્ય મેળવ્યુ અને ઇ સ પૂ ૩૨૨ની આસપાસ તે પાટલીપુત્રની ગાદીએ બેઠો

નન્દવશના સમયે મહાન્ ગ્રીક રાજા એલેક્ઝાંડરે હિદ ઉપર ચડાઇ કરી સિંધનો પ્રદેશ જીતી લીધો હતો આ એલેક્ઝાંડરના પ્રતિનિધિ સેલ્યુકસને પાછળથી ચદ્રગુપ્તે હરાવ્યો હતો અને ગ્રીકો ઉપર જીત મેળવી હતી

ચદ્રગુપ્તના સમયે જૈનોના મહાન્ આચાર્ય શ્રુતકેવળી ભદ્રબાહુ થયા આ સમયે ઉત્તર હિદમા બાર વર્ષનો દુકાળ પડ્યો હતો દુકાળના લીધે જૈન સાધુઓને ઘણી અગવડ પડવા માડી, તેથી ઘણા સાધુઓ દક્ષિણમા પણ ગયા હતા જૈન પરપરા પ્રમાણે ચદ્રગુપ્તને આ ભદ્રબાહુસ્વામીએ જૈન બનાવ્યો હતો

બિદુસાર

ચદ્રગુપ્ત પછી બિદુસાર (ઇ સ ૨૯૮–૨૭૩) રાજગાદીએ આવ્યો ઇતિહાસનો કહે છે કે મૌર્યવશી રાજાઓ બૌદ્ધ કે જૈન હતા તેમા બૌદ્ધ ગ્રથો બિદુસારના બૌદ્ધ હોવાનો સાફ ઇન્કાર કરે છે, જ્યારે જૈન કથા તેને જૈન તરીકે ઉલ્લેખે છે, અને તેના મત્રીઓ જૈન હતા—એ ઉપરથી તે જૈનધર્મી હતો, એમ માનવાના પૂરતા પ્રમાણો છે

અશોક

બિંદુસાર પછી મહાન રાજા અશોકવર્ધન ઈ સ પૂ ૨૭૨થી૨૩૨ ગાદીએ આવે છે અશોક જન્મથી જૈનધર્મ પાળતો હતો અશોકે કાશ્મીરમા જૈનધર્મનો પ્રચાર કર્યાની હકીકત અબુનફ્ઝલે પણ કોઇક પ્રામાણિક ગ્રથ ઉપરથી નોંધેલી મળે છે પણ પાછળથી તે બૌદ્ધધર્મી થયો હતો એમ તેના શિલાલેખોમા કરાયેલા કેટલાક સૂચનો ઉપરથી જણાય છે તેણે જૈનધર્મ પ્રત્યે પણ પૂરતી સહાનુભૂતિ દર્શાવ્યાના ઉલેખો પણ શિલાલેખમા છે તેણે બૌદ્ધધર્મનો દેશ-વિદેશમા પ્રચાર કરવા માટે ખાસ પ્રયત્નો કર્યા હતા

સપ્રતિ.

અશોકની ગાદીએ આવનાર સપ્રતિ રાજાનુ સ્થાન જૈનધર્મના ઇતિહાસમા ઉજ્જવલ કારકીર્દિભર્યું અને ગૌરવભર્યું છે તેણે આર્ય સુહસ્તિસૂરિના સમાગમ પછી જૈનધર્મની ઉન્નતિ માટે ખૂબ પ્રયત્ન કરેલો જણાય છે તેણે અનેક જિનમદિરો અને મૂર્તિઓ બનાવી અનેક મદિરોના જીર્ણોદ્ધાર કરાવી પોતાના રાજ્યમા જૈનધર્મના વાવટા નીચે વિસ્તાર કર્યો તેણે જૈનધર્મનો પ્રચાર કરવા માટે અનાર્ય દેશોમા પણ સાધુઓને વસ્ત્ર-પાત્ર અને ભોજન તેમના આચાર પ્રમાણે મળે એવી સગવડ કરી આપી, જેથી દક્ષિણ હિંદ જેવા અનાર્ય દેશોમાં પણ તેઓ પ્રચાર કરી શક્યા આ સમયથી જ સાધુઓને વિહાર માટે નક્કી કરાયેલા સાડીપચીશ આર્યદેશોનો વિસ્તાર થયો આ પ્રકારની સગવડ પાછળના જૈન રાજાઓ કરી ન શક્યા અને હિંદુધર્મના પુનરુત્થાનથી જૈનધર્મનો પ્રચાર બૌદ્ધોની માફક હિંદ બહાર થઈ ન શક્યો

સપ્રતિ જેવો ધર્મપરાયણ હતો તેવો યુદ્ધકળામા પણ કુશળ હતો કેટલાક શિલાલેખો ઉપરથી જણાય છે કે તેણે હિંદના ઘણાખરા રાજાઓને ખડિયા બનાવ્યા હતા તેણે સિંધુની પેલેપારના અફઘાનિસ્તાન,

ઇરાન, અરબસ્તાન, અને મીસર સુધી પોતાની આણ પ્રવર્તાવી હતી, અને ત્યા જૈન ધર્મના ડંકાવા કર્યો હતો

તેણે પ્રજાની સગવડ માટે સત્તર હજાર ધર્મશાળાઓ, કેટલીયે દાનશાળાઓ અને અનેક તળાવ, બગીચા તેમજ ઔષધાલયો તૈયાર કરાવી ખુલ્લા મૂકયા હતા કેટલાક ઇતિહાસકારો અશોકના કહેવાતા શિલાલેખોને અશોકના નથી માનતા કેમકે તે ધર્માનુશાસનો બૌદ્ધ કરતા જૈનધર્મ સાથે વધુ બધ બેસતા આવે છે અને તેથી ' તેમા ઉલ્લેખાયેલો પ્રિયદર્શી તે આ સપ્રતિરાજ જ હતો,' એમ કહે છે છતા સપ્રતિરાજ ધાર્મિકતા અને પ્રજાસેવામા અશોક કરતા જરાયે ઉતરતો નહોતો

ખારવેલ

જૈન ઇતિહાસમા મહારાજા ખારવેલનુ સ્થાન અનોખુ છે ઓરિસાની ખડગિરિની ગુફામાથી મળી આવેલા તેના શિલાલેખ સિવાય બીજી કોઈ રીતે તેમનો ઇતિહાસ જાણી શકાતો નથી, શિલાલેખ ઉપરથી તેમની ધાર્મિકતા અને વીરતાની અનેક ઘટનાઓ જાણવા મળે છે

મૌર્ય સામ્રાજ્ય નબળુ પડતા તેના છેલ્લા રાજવી બૃહદ્રથને મારીને તેના સેનાપતિ પુષ્યમિત્ર શુગે ઇ સ પૂ ૧૮૪ મા ગાદી પચાવી પાડી, તે ધર્માન્ધ હતો તેથી જૈન અને બૌદ્ધ મુનિઓને ખૂબ રંજાડતો હતો તેણે અશ્વમેધ યજ્ઞ કરીને પોતાને ' સમ્રાટ્ ' તરીકે જાહેર કર્યો જૈનો અને બૌદ્ધો પરનો તેનો અત્યાચાર ચાલુ જ હતો તેની ખબર કલિંગાધિપતિ જૈન સમ્રાટ ખારવેલને પડી તેથી તેના પર તેણે ચઢાઈ કરી આથી પુષ્યમિત્ર મથુરા નાસી ગયો ખારવેલને તો માત્ર શિક્ષા જ કરવી હતી, તેથી તે પાછો ફર્યો પણ પુષ્યમિત્રના વર્તનમા કઇ જ ફેર ન પડ્યો એ પછી લગભગ ચાર વર્ષે ખારવેલે ફરી તેના ઉપર ચડાઇ કરી પુષ્યમિત્રને કબજે કર્યો આ સમયે નદરાજા દ્વારા લઇ જવાયેલી અગ્રજિનની કલિંગ જિનમૂર્તિ પણ મગધની લૂટમા સાથે સાથે લેતો આવ્યો

મહારાજા ખારવેલે દક્ષિણના 'સાતકર્ણિ' સાથે યુદ્ધ ખેલી આધ્ર પ્રદેશ

છે તે પ્રદેશના હવામાને પણ અનુકૂળતા આપી છે, એમ કહેવુ જરાયે અઘટિત નથી અર્થાત્ ઉત્તરના જે ઠડા પ્રદેશો છે તેમા વસ્ત્રની જરૂરત અનિવાર્ય બને છે અને દક્ષિણના ગરમ પ્રદેશોમા વસ્ત્રો ઉપયોગી થતા નથી, આમ દિગબર પથીઓની સત્તા કર્ણાટક, મૈસુર વગેરે પ્રદેશમા આજે પણ ઠીક ઠીક પ્રમાણમા છે

## ગૂજરાતમા જૈનધર્મ

પ્રાચીન સમયથી જૈનધર્મે ગૂજરાતમાં મહત્ત્વભર્યું સ્થાન પ્રાપ્ત કર્યુ છે બીજી રીતે કહીએ તો જૈનધર્મનુ કે દ્રપીઠ પ્રાચીન સમયથી આજ સુધી ગૂજરાત રહ્યુ છે ભ નેમનાથનુ ચરિત્ર દ્વારકા અને ગિરનાર સાથે સબધ ધરાવે છે શત્રુજય તીર્થનુ માહાત્મ્ય વિક્રમાદિત્યના સમયથી જ વધતુ રહ્યુ છે અને દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વલ્લભીમા સાધુ સઘને એકઠો કરીને જૈન આગમ ગ્રંથોને પુસ્તકારૂઢ કર્યા એ બધી વિગતો પરથી જૈનધર્મનો સૌરાષ્ટ્ર સાથેનો સબધ બહુ જૂનો હોવાનુ નક્કી થાય છે

જુનાગઢમા બાવાપ્યારાની ગુફામાથી ક્ષત્રપવશનો એક લેખ મળ્યો છે તેમા જૈનોના પારિભાષિક શબ્દોનો ઉપયોગ થયેલો હોવાથી ક્ષત્રપો પણ જૈનધર્મી હતા એવો કેટલાકોનો મત છે છતા એટલુ તો નક્કી જ છે કે ક્ષત્રપોએ જૈનધર્મના વિકાસમા મ દ કરી હતી

ગૂજરાતની પ્રજામા આજે પણ બીજા દેશો કરતા મદ્ય માસ, વ્યભિચાર કે શિકાર જેવા મહાદુર્ગુણો ઓછા પ્રમાણમા જણાય છે અને તેથી તેમના સ્વભાવમા જણાતી અહિસા, સયમ અને તપની આદરભ સત્કાર સપત્તિ એ જૈનધર્મના જૂના વારસાને આભારી છે

ગૂજરાતમા ક્ષત્રપ મૌર્ય ગુપ્ત મૈત્રક ચાવડા, સોલકી મુસલમાન મરાઠા અને અગ્રેજ જેવી અનેક રાજસત્તાઓ આવીને ગઇ પણ જૈન મહાજનોની સત્તા વેપાર-વાણિજ્ય રાજ્યદરબાર, જ્ઞાનસવર્ધન કળા-

કૌશલ અને સદાચારની પ્રવૃત્તિમા પ્રગતિશીલ અને એકધારી રહી છે, તેથી જ ગૂજરાતના પ્રજાકીય જીવનની પ્રત્યેક રીતિનીતિ જૈનોની અસરથી મુક્ત નથી

ગૂજરાતમા પ્રાચીનકાળથી આજ સુધી નગરશેઠનો માનવતો દર જો જૈનોએ જ ભોગવ્યો છે ગૂજરાત શા માટે સમસ્ત ભારતમા જગતશેઠનુ ગૌરવભર્યું બિરુદ એક જૈન વણિક પુત્રે જ પ્રાપ્ત કર્યું છે રાજકારભારમા પણ બુદ્ધિ અને વ્યવસ્થા શક્તિ ઉપરાત લડાયક શૌર્ય પણ એમણે બતાવ્યુ છે કેટલીક વખત જે કુનેહભર્યાં સગ્રામના કામો ક્ષત્રિય પુત્રો નથી કરી શક્યા તે જૈન પુત્રોએ કરી બતાવ્યા છે આ યુદ્ધવીરોની નામાવલિ સેકડોની નહિ પણ હજારોની છે, પણ તેમાના કેટલાક મત્રી જામ્બ નેઢ વીર, વિમલ, મુજાલ, ઉદયન, આમ્બડ, બાહડ શાતૂ, આશુક સજ્જન, વસ્તુપાલ, તેજપાલ, પેથડ, સમરાશાહ આદિ નામો આજે પણ સ્મરણીય બની રહ્યા છે આ જૈન કારભારીઓએ ગૂર્જરરાષ્ટ્રને જીવત બનાવી રાખવા પોતાના બુદ્ધિ અને શૌર્યદ્વારા સવસ્વનો ભોગ આપ્યાની ઇતિહાસ સાક્ષી પૂરે છે

જ્ઞાન સપત્તિમા પણ સસ્કૃત, પ્રાકૃત, અપભ્રશ અને દેશ્યભાષા જેટલુ વિપુલ સાહિત્ય ભારતના કોઇ પ્રાતમા નથી ગૂજરાતની અસ્મિતાની ભાવનાએ તે સમયના જ્યોતિર્ધરોએ વિવિધ વિષયના વાઙ્મયથી ગૂજરાતના જ્ઞાનભડારને ભરી દીધો આ વાઙ્મયની રચનામા ગૂજરાતમા સૌથી મોટો ફાળો જૈન મુનિઓનો જ છે તેમા વિમલસૂરિ, પાદલિપ્ત, સિદ્ધસેન હરિભદ્ર, ઉદ્યોતન શીલાક, સિદ્ધર્ષિ, વાદિદેવ, રામચદ્ર, વસ્તુપાલ, અમરચદ્ર, પ્રભાચદ્ર મેરુતુગ, જિનપ્રભ, રાજશેખર, દેવવિમલ, હેમવિજય, મેઘવિજય, યશોવિજય વગેરે અનેક મહારથીઓ પોતાના બુદ્ધિતેજ ઢોળી રહ્યા છે અને એ સૌમા સહસ્રકિરણસમી બુદ્ધિપ્રભાથી સૌને આજી નાખતા હેમચદ્ર જેવા માતડ ઝગમગી રહ્યા છે

જૈનોના શિલ્પ સ્થાપત્યે ગૂજરાતની શોભા વધારી છે અને એ

શિ પસ્થાપત્યને જીવત બનાવી રાખવા જૈનોએ જ કોશીશ કરી છે, અને એનુ કારણુ એ છે કે જૈનોએ વાપરેલી શૈલીનુ અનુકરણુ હિદુઓના સોમ નાથ મદિર જેવા મદિરોમા અને મુસનમાનોની અમદાવાદની નાની મસ્જીદોમા થયેલુ આજે પણુ જોઇ શકાય છે આબુ, રાણુકપુર વગેરે સ્થળના જૈન મદિરો તો ભારતની શિલ્પકળાના અદ્‌ભુત નમૂનાઓ છે

## ગુજરાતમા રાજાઓ અને જૈન ધર્મ

જ્યારથી વનરાજે ગુજરાતનુ પાટનગર અણુહિલવાડ પાટણુ વસાવ્યુ ત્યારથી ગુજરાતની જાહોજલાલીની શરૂઆત ગણી શકાય વનરાજ વનમા જ મેલો હતો અને તેને ચૈત્યવાસી જૈન યતિ શીલગુણુસૂરિજીએ મદદ કરી હતી શીલગુણુસૂરિના પ્રભાવથી વનરાજે જૈન ધર્મનો સ્વીકાર કર્યો હતો અને પાટણુમા પાર્શ્વનાથનુ મોટુ મદિર બધાવ્યુ હતુ જે અત્યારે પણુ પાટણુમા વિદ્યમાન છે આ મદિરમા વનરાજની મૂર્તિ પણુ છે વનરાજે ઈ સ ૭૨૦ થી ૭૮૦ સુધી રાજ્ય કર્યું હતુ

તે પછી પાટણુની ગાદીએ આવનાર સોલકી વશના રાજાઓ ઉપર પણુ જૈન ધર્મનો પ્રભાવ હતો પણુ તેમા કુમારપાળ સિવાય બધા શૈવધર્મી હતા છતા તેમાના મૂળરાજે (ઇ સ ૯૬૧ થી ૯૯૬) જૈન મદિર બધાવ્યુ હતુ ચાવડા અને સોલકી વશના રાજાઓના મત્રીઓ અને મુખ્ય અધિકારીઓ મોટે ભાગે જૈન હતા અને તેમનો રાજ્યમા ખૂબ પ્રભાવ હતો ભીમદેવ પહેલાના રાજ્યકાળ (ઇ સ ૧૦૨૨ થી ૧૦૬૪) મા જૈન મત્રી વિમળશાહે આબુ ઉપર (ઈ સ ૧૦૨૩) મા પ્રસિદ્ધ વિમળવસહી નામનુ મદિર બધાવ્યુ હતુ આ મદિર ભારતના શિ પ-સ્થાપત્યનો એક ઉત્કૃષ્ટ નમૂનો છે

ગુજરાતમા જૈન ધર્મને પ્રાધાન્ય અને મહત્ત્વનુ સ્થાન અપાવનાર તો પ્રસિદ્ધ કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચદ્રાચાર્ય છે એમનુ જીવન આગળ આપવામા આવ્યુ છે

ગુજરાતના મહાન્ રાજા સિદ્ધરાજ જયસિહ (ઇ સ ૧૦૯૪ થી

૧૧૪૩ ) નો રાજ્યકાળ ગૂજરાતના સર્વ રાજાઓ કરતા વધારે યશસ્વી છે સિદ્ધરાજ વિદ્યાપ્રિય રાજવી હતો તેની રાજસભામા વિદ્વાન પડિતો અને રાજકવિઓ હતા દેશ–વિદેશના ઘણા પડિતો અને કવિઓ તેની મુલાકાતે આવતા એ સમયમા એટલે સિદ્ધરાજ ગાદીએ આવ્યો તે પહેલા માળવાની રાજધાની ઉજ્જૈન સાહિત્ય–વિદ્યા માટે ખૂબ પ્રસિદ્ધ હતી મુજ અને ભોજ જેવા વિદ્યાપ્રિય રાજવીઓએ એ રાજસભાને ભારતના મોટા પડિતો અને કવિઓથી ભરી દીધી હતી પણ સિદ્ધરાજ ગાદીએ આવતા એ ખ્યાતિ ગૂજરાતમા લાવવા તેણે ખૂબ પ્રયત્ન કર્યો હતો સિદ્ધરાજે જ્યારે વિ સ ૧૧૯૨ મા માલવપતિ યશોવર્માને હરાવ્યો અને ત્યાનુ સાહિત્ય પણ તે પાટણ લઈ આવ્યો ત્યારે તેમા એક ભોજ વ્યાકરણ પણ હતુ તે જોઇને જ તેને થયુ કે આવુ સ્વતત્ર વ્યાકરણ ગૂજરાતી વિદ્વાનના હાથે રચાયેલુ હોવુ જોઇએ એ વિચાર આવતા તેણે આ વાત પોતાના રાજસભાના પડિતો આગળ મૂકી રાજસભાના તમામ પડિતોની નજર તે વખતના પ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રી હેમચદ્ર ઉપર પડી "यशो मम तव ख्यातिं पुण्य च मुनिनायक !" એ સિદ્ધરાજની વિનતિથી વ્યાકરણ રચવાનુ કામ તેમણે માથે લીધુ એ વખતે કાશ્મીર પડિતોનુ ધામ હતુ તેથી ત્યાના તેમજ બીજા દેશોના ભડારામાથી હેમચદ્રાચાર્યને એ માટે જોઇતી બધી સાહિત્ય સામગ્રી મગાવી પૂરી પાડી હેમચદ્રાચાર્યે થોડા સમયમા જ સર્વાંગપૂર્ણ વ્યાકરણની રચના કરી તેને સિદ્ધહેમ ( સિદ્ધ=સિદ્ધરાજ, હેમ=હેમચદ્ર ) વ્યાકરણનુ નામ આપી પોતાનુ તથા ગૂર્જરેશ્વર સિદ્ધરાજનુ નામ અમર કર્યું એ પછી તો હેમચદ્રાચાર્યે વ્યાકરણને લગતા બીજા શાસ્ત્રો, કોશ, છદ, સાહિત્ય, કાવ્ય, યોગ વગેરે વિષયોમા પોતાનુ અગાધ પાડિત્ય વહેતુ મૂકી ગૂજરાતના સાહિત્યભડારને વિદ્યાની વિપુલ સમૃદ્ધિથી ભરી મૂક્યો એ પછી એ સાહિત્યનો પ્રવાહ લગભગ પાચસો વર્ષ સુધી અવિચ્છિન્નપણે સતધારાએ વહેતો થયો

સિદ્ધરાજે જૈનધર્મ સ્વીકાર્યો નહોતો પણ હેમચદ્ર જેવા ગુરુઓના,

સાનિધ્યથી જૈનધર્મ પ્રત્યે તેમની ખૂબ જ સહાનુભૂતિ હતી અને તેથી જ હેમચંદ્રની પ્રેરણાથી તેણે સિદ્ધપુરમા જૈનમદિર બધાવી આપ્યુ હતુ, અને તેમની સાથે ગિરનારની યાત્રાએ પણ ગયો હતો

સિદ્ધરાજના દરબારમાં કર્ણાટકથી આવેલા દિગબરીય આચાર્ય શ્રી કુમુ ચદ્ર અને શ્વેતાબરીય આચાર્ય શ્રી દેવસૂરિ વચ્ચે મોટો શાસ્ત્રાર્થ થયો હતો આ ઉપરથી પણ જણાય છે કે સિદ્ધરાજ જૈનધર્મમા ખૂબ રસ લેતો હતો

ગૂજરાતમા જૈનધર્મની જાહોજલાલીનો કાળ સિદ્ધરાજ પછી પાટણની ગાદીએ આવનાર કુમારપાલના વખતમા હતો ટૂકમા એમ કહી શકાય કે કુમારપાલે પોતાના આધીન દેશોમા રાષ્ટ્ર અને સમાજની ખિલવણી જૈનધર્મની છાયા હેઠળ કરી

સિદ્ધરાજને પુત્ર નહોતો એ માટે ફેટફટનાયે જોશીઓ અને આખરે પોતાના ખુ ગુરુ હેમચદ્રાચાર્યને પૂછતા તેમણે પુત્રનો યોગ નથી' એમ જણાવ્યુ અને વધુમા કહ્યુ કે 'તમારા પછી તમારા ભત્રીજા કુમારપાલને જ ગાદી મળશે ' આ વાત સાભળી રાજાને અત્યત ખેદ થયો તેથી કુમારપાલ તથા તેમના પિતા ત્રિભુવનપાલ બંનેને તે મારી નાખવાના ઉપાયો યોજવા લાગ્યો ત્રિભુવનપાળને મારી નાખવાનો તેનો ઉપાય ફળ્યો અને કુમારપાળ માટે છૂપી રીતે મારાઓ મોકલ્યા પણ તે "વયોગે બચી ગયો અને પોતાના બનેવી કૃષ્ણદેવને ત્યાં પાટણમા જ સતાઈ રહ્યો પણ પાટણમા લાબો વખત છુપુ રહેવુ મુશ્કેલ હતુ તેથી તેણે યોગીનો વેશ ધારણ કરી લીધો પણ તેમા તે પકડાઈ ગયો સૌને થાપ આપી આબાદ રીતે સાથી તે છટકી નાઠો અને ગામે ગામ ભટ કતો ભટકતો જ્યારે તે ખભાત આ યો ત્યારે તેને હેમચદ્રાચાર્યનો ભેટો થયો કુમારપાળ હેમચદ્રાચાર્યને સારી પેઠે ઓળખતો હતો તેણે પોતાની આપવીતી કહી અને છેવટે તેણે તેમને પૂછ્યુ કે આ કષ્ટનો અત ક્યારે આવશે?' આચાર્યશ્રીએ એ તરફ યોગ આપતા કહ્યુ કે,

'હવે એ સમય બહુ દૂર નથી એટલે સવત્ ૧૧૯૯ ના માગશર વદ ૪ રવિવારે તને રાજ્ય મળશે '

હેમચદ્રાચાર્યે એ પણ જોઈ લીધુ કે કુમારપાળથી જૈનધર્મની મોટી ઉન્નતિ થશે તેથી તેમણે કુમારપાળને ઉદયન મત્રીને ત્યા આશરો અપાવ્યો આ વાતની પણ સિદ્ધરાજને ખબર પડી ગઈ તેથી તેણે તેને પકડવા કેટલાક માણસો મોકલ્યા ઉદયન પણ માણસોના આવવા પહેલા ચેતી ગયો હતો તેથી તેણે તેને ઉપાશ્રયમા ક્યાઈ સતાઇ જવાની યુક્તિ શોધી હેમચદ્રાચાર્યે તેને ઉપાશ્રયના ભોયરામા પુસ્તકોની ઓડે સતાડી બચાવી લીધો હવે આમ અહીં સતાઈ રહેવામા સલામતી નથી એમ સમજી તેનો શુભ યોગ જાગે ત્યા સુધી પાછુ વિદેશમા ભમવુ શરૂ કર્યું પણ સિદ્ધરાજ મૃત્યુ પામ્યો અને તેની ખબર તેને મળી તેના શુભ યોગની ઘડી આવેલી જાણી તે તરત પાટણ આવ્યો અને બરાબર આચાર્યશ્રીના કથન મુજબ તે જ દિવસે મત્રીઓએ તેને ગાદીએ બેસાડ્યો

હેમચદ્રાચાર્ય પણ પાટણ આવ્યા કુમારપાલના રહેવાના મહેલ ઉપર વીજળી પડશે એવી આચાર્યશ્રીની ભવિષ્ય વાણીથી રાજાને અકસ્માત્થી બચાવી લીધા કુમારપાળ આવા કેટલાયે પ્રસગોથી પ્રભાવિત થયેલો હતો જૈનધર્મના આચાર-વિચાર અને તેની વૈરાગ્ય શિક્ષાથી આકર્ષાયો પણ હતો તેથી તેણે સઘસમક્ષ આચાર્ય પાસેથી જૈનધર્મનો સ્વીકાર કર્યો.

હેમાચાર્યના પ્રતિદિનના ઉપદેશથી તે ધીરે ધીરે શ્રાવક ધર્મ પાળવા લાગ્યો એટલે તેણે બાર વ્રત અગીકાર કર્યા આમ તેણે પોતાના ક્ષાત્રધર્મનો કુળરીતિમા પવગે લાપી દીધો એમ કહેવાય છે કે કુમારપાળે બધા મળી ૧૪૦૦૦ નવા જિનમદિરો બધાવ્યા અને ૧૬૦૦૦ જિનમદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો આમાના ઘણાખરા મદિરો મુસલમાનોના હાથે ધરાશાયી બન્યાં અને કેટલાક કાળના ભોગ બન્યા કુમાર-

# દક્ષિણમા જૈનધર્મ અને તેનો પ્રભાવ.

## ( ૪ )

જૈનોના મુખ્ય બે ભેદમાના શ્વેતાબર પથનો ઇતિહાસ ઉત્તર હિંદ અને ગૂજરાત સાથે સકળાયેલો છે જ્યારે દિગબરોનો ઇતિહાસ દક્ષિણ સાથે છે દિગબરોએ દક્ષિણમા જૈનધર્મનો વિકાસ કરવા ખૂબ મહેનત કરી છે આજે પણ દિગબરોની મોટી સખ્યા દક્ષિણમાં મૈસુર કર્ણાટક વગેરે પ્રદેશોમા છે અત્યારે દક્ષિણમા મોટે ભાગે દિગબરીય મદિરો છે, અને જૈનધર્મનુ જે વિપુલ સાહિત્ય છે તે ઉપરથી તેમની એક વખતની પ્રબળતા હોવાની ઝાખી થાય છે

ગગ રાજાઓએ ઇ૦ સ૦ ના બીજાથી અગિયારમા સૈકા સુધી મસુરના મોટા ભાગ ઉપર રાજ્ય કર્યું હતુ અને આ રાજાઓના આશ્રય હેઠળ જૈનધર્મ ખૂબ ઉન્નતિ પામ્યો હતો ઇ સ ૯૮૦ મા ચામુડરાય નામે જૈન અમાત્ય થયો તેણે શ્રવણ બેલગોલામા અરિષ્ટનેમિનુ એક ભવ્યમદિર બધાવ્યુ તેમજ ગોમટેશ્વરની પ્રચડ પ્રતિમા પ્રતિષ્ઠિત કરી હતી

જુદા મદિરો શિલાલેખો તથા ગ્રંથો ઉપરથી વિદ્વાનોએ પુરવાર કર્યું છે કે મહારાષ્ટ્રમા, મદ્રાસ ઇલાકાના પૂર્વ ભાગમા, કુર્ગમા તથા હૈદ્રાબાદ અને મૈસુર રાજ્યમા અનેક જૈનધર્મીઓ હતા નાસિક પાસે આવેલા મોરખડમા રાષ્ટ્રકૂટ રાજાઓ રાજ્ય કરતા હતા, તેઓએ પણ જૈનધર્મને આશરો આપ્યો હતો ચૌલુક્યવશના રાજાઓ હોય

સતરના રાજાઓ પણ જૈનધર્મી હતા અથવા જૈનોને આશરો આપતા હતા કાનડી લોકો ઉપર જૈનધર્મની અસર પડી છે અને તેમના પ્રાચીન સાહિત્યનો મોટો ભાગ તો જૈનધર્મના સાહિત્યથીજ ભરેલો છે

મદુરાના પાડ્યવંશના રાજાઓએ પણ જૈનધર્મને આશરો આપેલો સાતમા સૈકામા જ્યારે હુએનત્સાગ પ લવ રાજાઓની રાજધાની કાચી, જે પૂર્વ કિનારે આવેલુ છે ત્યા ગયેલો ત્યારે ત્યા તેણે અનેક જૈનોને જોયેલા એમ તેણે પોતાના પ્રવાસવર્ણનમા લખ્યુ છે

મુસલમાનોએ ભારત ઉપર આક્રમણો શરૂ કર્યા ત્યારથી તેમણે હિંદુઓની સાથે જૈનો ઉપર પણ જુલમ કરવા માડ્યો હતો તેમણે અનેક મંદિરો અને મૂર્તિઓને તોડી નાખી તેમજ જ્ઞાનભંડારોને બાળી નાખ્યા કે જલશરણ કર્યા પણ જૈનોએ જ્યારે આ અત્યાચાર થતા જોયા કે તરતજ જ્યા જે સગવડ મળી ત્યા તે રીતે તેને બચાવવાના પ્રયત્નો કરવા લાગ્યા મૂર્તિઓ અને ગ્રથોને મોટા ભોયરાઓમા સુરક્ષિત સ્થળે છૂપાવી દેવામા આવ્યા જ્યારે મુગલરાજાઓનો સમય આવ્યો ત્યારે, તેમાયે અકબર બાદશાહના વખતથી મૂર્તિઓ અને ભંડારો કંઇક ભયમુક્ત બન્યા, કેમકે અકબર ધર્મજિજ્ઞાસુ હતો અને જે જે ધર્મમા સારુ તત્ત્વ જોતો તેને અપનાવતો તેણે મોટે ભાગે હિંદના પ્રત્યેક ધર્મના ગુરુઓનો પરિચય સાધવા પ્રયત્ન કરેલો જૈનોના આચાર્ય શ્રીહીરવિજયસૂરિને મળીને તેણે જૈનદર્શન જાણી લીધુ અને તેના સારા તત્ત્વોથી તે આકર્ષાયો તેથી તેણે સં૦ ૧૫૯૩ મા જૈનતીર્થોને કરમુક્ત કરવાનુ ફરમાનપત્ર લખી આપ્યુ

આ પછીના બાદશાહો જહાગીર અને શાહજહાએ પણ પિતાના પગલે ચાલીને જૈનાચાર્યોનો પરિચય મેળવ્યો હતો અને જૈનધર્મ પ્રત્યે સહાનુભૂતિ કેળવી હતી

અકબરના સમયમા જ માર[illegible] દયપુરના રાણા પ્રતાપના મંત્રી

વીર ભામાશાહે પોતાની સર્વ સંપત્તિ મુગલસેનાથી રાષ્ટ્રને બચાવી રાખવા રાણા પ્રતાપના ચરણે ધરી દીધી હતી

આ સમય પછી રાજ્યો ઉપર જૈનધર્મની અસર અગાઉની માફક રહી નહિ તેમ જૈનોને ધર્મમાં ખાસ કનડગત પણ ઊભી થઇ નહિ અત્યારે જો કે જૈનોની વસ્તી ૫૮૨ લાખની છે તોપણ તેઓ હિંદની એક આબાદાર, મરકારી અને ધનાઢ્ય પ્રજા તરીકે આગળ પડતી ગણાય છે

# જૈન સાહિત્ય અને સાહિત્યકારો

## ( ૫ )

હિંદના સાહિત્યસર્જનમા જૈનોએ અગ્રસ્થાન મેળવ્યુ છે અને આ યશ જૈનસઘની મુખ્ય અગત્ય ગણાતી સાધુ-સસ્થાને [illegible] છે સાધુઓ સસારથી વૈરાગ્ય પામીને દુનિયાની ઉપાધિઓથી [illegible] બનો છે અને તેમની ઉદરનિર્વાહ, રહેવાની અને પહેરવાની [illegible] જરૂરિયાતો શ્રાવકો તરફથી પૂરી પાડવામા આવતી હોવાથી [illegible] પોતાનો બધો સમય શાસ્ત્રો ભણવા-ભણાવવામા અને [illegible] ગ્રંથોની રચનામા ગાળે છે

જૈનોની સાધુ સસ્થાનુ અસ્તિત્વ દરેક કાળમા [illegible] સાહિત્યસર્જન દરેક કાળે થતુ રહ્યુ છે થોડુ સાહિત્ય [illegible] પણ સરજાયુ છે

જૈનોનુ સાહિત્ય ધાર્મિક ઉદ્દેશથી ઘડાયુ છે [illegible] પ્રચાર પ્રત્યેક સમયે તીર્થંકરો કરતા હતા, તેવી [illegible] જે ધાર્મિક ઉપદેશ કર્યો એ બધો આગમ શાસ્ત્રમા [illegible]

મહાવીરના સમયમા ધાર્મિક શાસ્ત્રોની ભાષા [illegible] ઉપયોગ માત્ર વિદ્વાનો જ કરી શકતા, લોક [illegible] પહોચતો નહિ. મહાવીરે તેમા ફેરફાર કરી [illegible] પ્રાકૃત એટલે માગધીમા જ [illegible]

પણ પ્રાકૃત એટલે પાલી ભાષાદ્વારા પોતાના વિચારો રજૂ કર્યાં. મહાવીરનો બધો ઉપદેશ આચાર્યો અને સાધુઓ કંઠસ્થ રાખતા, અને શિષ્યો પરંપરાથી શીખી લઈ યાદ રાખતા ધીમે ધીમે કાળના પ્રવાહે યાદશક્તિ ઘમાવા લાગી અને તેથી કેટલુયે જ્ઞાન ભૂલાવા લાગ્યુ

મહાવીરે પ્રગટ કરેલુ જ્ઞાન એટલુ બધુ હતુ કે તેની ગણના થઈ શકે તેમ નથી આ જ્ઞાન ચૌદ પૂર્વને નામે ઓળખાય છે અને એ ચૌ૦ પૂર્વના છેલ્લા જાણકાર ભદ્રબાહુસ્વામી ઇ સ પૂર્વે ૩૦૦ ની આસપાસ થયા આ સમયમા એટલે મહાવીર નિર્વાણ ૧૭૦ વર્ષમા હિંદમા પ્રથમ મહાભયકર બારવર્ષી દુષ્કાળ પડ્યો અને સાધુઓનુ કંઠસ્થ સાહિત્ય વીસરાવા લાગ્યુ તેથી તે વખતે મગધ આગમ શાસ્ત્રો એકઠા કરવા પાટલીપુત્રનો સઘ એકઠો થયો સઘે શાસ્ત્રના અગિયાર અંગો એકઠા કર્યા અને બારમુ અગ ભણવા માટે ૫૦૦ સાધુઓ સાથે સ્થૂલ ભદ્રને ભદ્રબાહુ જેઓ તે વખતે નેપાળમા બારવર્ષી તપ કરવા ગયા હતા, તેમની પાસે મોકલ્યા આ રીતે એ સમયે લગભગ બધુ સાહિત્ય એકઠુ કરાયુ ભદ્રબાહુએ નિર્યુક્તિઓ અને ઉવસગ્ગહર સ્તોત્ર ની રચના કરી છે ભદ્રબાહુ વી ની ૧૭૦ વર્ષ પછી ગમે ત્યારે સ્વર્ગસ્થ થયા

ઉત્તર હિંદમા મહાવીર નિર્વાણ પછી ૩૦૦ વર્ષે બીજો દુકાળ મહારાજા સપ્રતિના સમયમા પડ્યો અને ત્રીજો દુકાળ વી નિ ના છઠ્ઠા સૈકામા પડ્યો હતો ત્રીજા દુકાળ વખતે સ્કંદિલાચાર્યે મથુરામા સઘ એકઠો કર્યો અને તે સમયે જેટલુ યાદ હોય તે બધુ શાસ્ત્ર વ્યવસ્થિત કર્યુ વળી પાછો એક મહાદુકાળ વી નિ સ ૯૮૦ ની આસપાસ પડ્યો આ સમયે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના પ્રમુખપદે વલભીપુરમા સઘ એકઠો મળ્યો અને તે સમયે જે બચ્યુ હતુ તે નવેસરથી શાસ્ત્રમાં વ્યવસ્થિત કરી તે બધુ સાહિત્ય પુસ્તકારૂઢ કર્યુ આ પુસ્તકારૂઢ કરાયેલુ સિદ્ધાત સાહિત્ય અત્યારે પીસ્તાલીશ આગમોને નામે ઓળખાય છે

ાગમોના મૂળ શ્લોકો ભગવાનની વાણીના છે એમ કહેવાય છે મૂળને

સમજાવવા તેના ઉપર ટીકા—ટીપ્પણરૂપે ઘણુ વિવેચન કરવામા આવ્યુ છે આ વિવેચન નિર્યુક્તિ ચૂર્ણિ, ભાષ્ય, સગ્રહણી અને ટીકા એમ પચાગી પ્રકારોથી ઓળખાય છે

પુસ્તકારૂઢ થયેલ સાહિત્ય શરૂઆતમા તાડપત્ર ઉપર લખવામા આવ્યુ હતુ વિ સ ૧૧૦૯ નુ જૂનામા જૂનુ તાડપત્રીય પુસ્તક 'નાણપચમી-કહા' નામનુ જેસલમેરના ભડારમા છે અને લગભગ ૧૬ મી શતાબ્દિ સુધીના તાડપત્રીય ગ્રથો મળી આવે છે પાછળથી ચૌદમી—પદરમી સદીમા જ્યારે કાગળનો વપરાશ શરૂ થયો ત્યારે તે કાગળ ઉપર પુષ્કળ લખાણ હતુ આ ગ્રથો લખવામા અનેક પ્રકારની શાહીનો ઉપયોગ કરવામા આવેલો જોવાય છે તેમજ ગ્રથમા આવતા વિષયને લગતા ભિન્નભિન્ન પ્રકારના રગીન સોનેરી, રૂપેરી ચિત્રો પણ દોરવામા આવેલા હોય છે તેમા ખાસ કરીને 'કલ્પસૂત્ર' જેમા ભ મહાવીર ચરિત વર્ણવાયેલુ છે તેની સચિત્ર પોથીઓ તો સેકડો નહિ બલ્કે હજારોની સખ્યામા વિવિધ ચિત્રામણોથી આલેખાયેલી મળી આવે છે આમાની કેટલીએ પ્રતિઓ વિદેશના મ્યુઝિયમોને શોભાવી રહી છે

તાડપત્ર ઉપર લખાયેલા સેકડો ગ્રથો અને કાગળ ઉપર લખાયેલા હજારો પુસ્તકો અત્યારે પણ ગૂજરાતમા મુખ્યત પાટણ અમદાવાદ, ખભાત છાણી, વડોદરા, સુરત, મુબઈ વગેરે સ્થળે, કાઠિયાવાડમા ભાવનગર, પાલીતાણા લીંબડી તેમજ કચ્છમા કોડાય ગામમા, મારવાડમા બિકાનેર, જેસલમેર પાલી, જાલોર, આહોર તેમજ માળવાના રતલામમા અને મેવાડના ઉદેપુરમા, પજાબના ગુજરાનવાલા, હોશિયારપુર વગેરેમા, યુક્તપ્રાતના આગરા, કાશી તેમજ બગાળના કલકત્તા તેમજ બાલુચરમા અને દિગબરીય ભડારો ઉત્તરમા આરા વગેરે અને દક્ષિણમા મુડબિદ્રી વગેરેમા મોટા મોટા જ્ઞાનભડારો છે અને નષ્ટ થતુ ઘણુ પુસ્તક આમ બચાવી લેવામા આવ્યુ છે આ જ્ઞાનભડારો જૈનાચાર્યોના ઉપદેશથી મોટા જૈન મત્રીઓ અને ધનાઢ્ય શ્રાવકોએ કરાવ્યા હતા, એમ તે તે

ગ્રંથોને અંતે લખનાર તેમજ લખાવનારની પ્રશસ્તિથી જાણી શકાય છે આ સબંધી વધુ વિસ્તારવાર નોંધ વિદ્વાન્ મુનિરાજ શ્રી પુણ્યવિજયજીએ લખેલા 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકળા નામના વિશિષ્ટ નિબંધરૂપ ગ્રંથમાં કરેલી છે

પિસ્તાલીશ આગમોમાં મૂળ શ્લોકો ૯૧૯૩૧ છે અને તે ઉપર ટીકાઓ અને ચૂર્ણિઓ મળીને કુલ શ્લોકો સંખ્યા ૭૦૨૫૯૨ આશરે છે આગમ ગ્રંથોની પ્રતિઓ તો હજારોની સંખ્યામાં ઉપરોક્ત જ્ઞાનભંડારમાં આજે પણ વિદ્યમાન છે

ભગવાન્ મહાવીરે પોતાની ઉપદેશવાણી દ્વારા જે જ્ઞાન લોકોને આપ્યું તે ગણધરોએ અવધારણ કર્યું અને પાછળની પ્રજા માટે શ્રી સુધર્માસ્વામીએ એને આગમોમાં વ્યવસ્થિત કર્યું ભદ્રબાહુસ્વામી જેવા ચૌદ પૂર્વધર હતા તેમણે આગમ સૂત્રો ઉપર નિર્યુક્તિઓ બનાવી મૂળના અર્થને વિશદ કર્યો તે પછી ચૂર્ણિઓ, ભાષ્યો અને સંગ્રહણીઓ મોટી સંખ્યામાં રચવામાં આવેલી પણ તેમાંથી આપણને બહુ થોડી મળે છે પણ લગભગ ૮–૯ મી સદીમાં ટીકાકારો જે થયા તેમાં હરિભદ્રસૂરિ, અભયદેવસૂરિ મલયગિરિ વગેરે મુખ્ય છે આ સિવાય કેટલાક આચાર્યો જેવા કે શીલાંકાચાર્ય, દ્રોણાચાર્ય ચંદ્રસૂરિ ક્ષેમકીર્તિ, ધર્મઘોષસૂરિ તિલકાચાર્ય મલધારી હેમચંદ્રાચાર્ય, શાંતિસૂરિ નેમિચંદ્રસૂરિ, ક્ષમારત્ન વગેરેની પણ જુદા જુદા આગમો પર ટીકાઓ રચેલી મળી આવે છે

આગમો પ્રાકૃત ભાષામાં રચાયેલા છે તેના પર આ ટીકાઓ સંસ્કૃતમાં લખાઈ છે

## પિસ્તાલીશ આગમ ગ્રંથોની વિગત—

### ૧ અગિયાર અંગ સૂત્રો

૧ આચારાંગસૂત્ર—જેમાં સાધુઓના આચારોનું વર્ણન છે

૨ સૂયગડાગસૂત્ર—આ સૂત્રમા સાખ્ય, વૈશેષિક, મીમાસક આદિ જૈનેતર ધર્મના વર્ણનો અને બીજા કેટલાયે દર્શનોની ચર્ચા અને ઉપદેશ છે

૩ ઠાણાગસૂત્ર—આમા જૈનધર્મના મુખ્ય તત્ત્વોની ગણના અને તેની વ્યાખ્યા આપેલી છે

૪ સમવાયાગસૂત્ર—ઠાણાગસૂત્રમાથી અધૂરી રહેલી હકીકતોનુ વર્ણન છે

૫ ભગવતીસૂત્ર ( વિવાહ પન્નત્તી )—ગૌતમસ્વામીએ ભિન્ન ભિન્ન વિષયોમા ૩૬૦૦૦ પ્રશ્નો ભ મહાવીરને પૂછ્યા અને ભગવાને તેના જે ઉત્તરો આપ્યા તેનુ વર્ણન છે

૬ જ્ઞાતાધર્મકથાસૂત્ર—પ્રભુ મહાવીરના જીવનકાળ સુધીમા થયેલી જૈન મહાવિભૂતિઓ, આદર્શ સતીઓ તેમજ પ્રાભાવિક વીર પુરુષોનુ વર્ણન છે

૭ ઉપાસકદશાગસૂત્ર—આનદ કામદેવ આદિ દશ શ્રાવકોના ચરિત્રો આલેખેલા છે

૮ અતગડદશાગસૂત્ર—આમા ભ મહાવીરના ખાસ દીક્ષિત મુનિઓ મોક્ષે ગયા તેનુ વર્ણન છે

૯ અણુત્તરોવવાઇસૂત્ર—જે મુનિઓ અનુત્તર વિમાનમા ગયા તેનુ વર્ણન છે

૧૦ પ્રશ્નવ્યાકરણ સૂત્ર—આમા આશ્રવ અને સવરનુ વર્ણન છે

૧૧ વિપાકસૂત્ર—કર્મ ફળ એટલે સુખ-દુખ ભોગવવાના સબધમા અધિકાર છે

આ અગિયાર સૂત્રોમાથી આચારાગ અને સૂયગડાગ સૂત્રની ટીકા શીલાકાચાર્યે બનાવેલી છે અને બાકીના સૂત્રોની અભયદેવસૂરિ તેમજ

ભદ્રબાહુસૂરિએ બનાવેલી છે અગિયાર અંગના મૂળ શ્લોકની સંખ્યા ૩૫૬૫૪ અને ટીકાના શ્લોકો ૭૩૫૪૪, ચૂર્ણિના શ્લોક ૨૨૭૦૦, નિર્યુક્તિની શ્લોકસંખ્યા ૭૦૦ મળી કુલ સંખ્યા ૧૩૨૬૦૪ છે

## ૨ બાર ઉપાંગસૂત્રો

૧ ઉવવાઈસૂત્ર—રાજા કોણિક અને રાજા જિતશત્રુ ભ મહાવીરનો ઉપદેશ સાંભળવા ગયેલા તેનું તેમજ દેવલોકમાં જન્મ કેમ પામી શકાય તેનું વર્ણન આવે છે

૨ રાયપ્પસેણીસૂત્ર—ભ મહાવીરના નિર્વાણ પૂર્વે એટલે ઇ સ પૂર્વે ૮૫૦ લગભગ થયેલા શ્રી પાર્શ્વનાથ ભગવાનના સંતાનીય કેશીકુમાર શ્રમણે રાજા પ્રદેશીને જૈન ધર્મનું રહસ્ય સમજાવી જૈનધર્મી બનાવ્યો હતો વળી આ પ્રદેશી રાજા મરીને સૂર્યાભદેવ નામે દેવતા થયો અને પ્રભુ મહાવીરને વંદન કરવા આવ્યો તેનું સવિસ્તર વર્ણન છે

૩ જીવાભિગમસૂત્ર—આમાં જીવ, અજીવ સંબંધે સૂક્ષ્મ રીતે સમજણ આપેલી છે

૪ પન્નવણા સૂત્ર—આમાં જીવના રૂપ, ગુણ વગેરે અનેક વિષયોનું વર્ણન છે

૫ સૂર્યપન્નત્તિસૂત્ર—સૂર્ય અને તેની ગતિ તથા ગ્રહો અને નક્ષત્રોનું વર્ણન છે

૬ જંબૂદ્વીપપન્નત્તિસૂત્ર—આમાં જંબૂદ્વીપનું તેમજ પ્રાચીન રાજાઓનું વર્ણન છે

૭ ચંદપન્નત્તિસૂત્ર—ચંદ્ર ગ્રહ અને નક્ષત્રોનું વર્ણન છે

૮ કપ્પિયાસૂત્ર (નિરયાવલી)—દશ કુમારો જેઓ પોતાના ઓરમાન ભાઇ રાજા કુણિક સાથે મળીને પોતાના દાદા વૈશાલીના રાજા

ચેટક સાથે યુદ્ધમા ઉતર્યા હતા અને મરીને નરકમા ગયા, તેની કથા છે

૯ કપ્પવડસિયાસૂત્ર—આમા મગધના રાજા શ્રેણિકે પોતાના પુત્રોને પ્રભુ મહાવીરના સાધુ બનાવ્યા આ બધા સ્વર્ગમા ગયા તેનુ વર્ણન છે

૧૦ પુપ્ફિયાસૂત્ર—આમા દેવતાઓએ સ્વર્ગથી આવી ભગવાન મહાવીરની પૂજા કરી તેમના પૂર્વભવની કથા છે

૧૧ પુપ્ફચૂલિયાસૂત્ર—ઉપરના જેવી જ કથાઓ છે

૧૨ વહ્નિદશાસૂત્ર—બાવીશમા તીર્થંકર નેમિનાથ ભગવાને પોતાના સમયમા યદુવશી દશ રાજાઓને પ્રતિબોધી જૈન બનાવ્યા, તેની કથા છે

બાર મૂળ ઉપાગ સૂત્રોની શ્લોક સખ્યા ૨૫૪૨૦ છે, ટીકાની ૬૭૯૩૬, લઘુટીકા ૬૮૨૮, ચૂર્ણિ ૩૩૦૭ એમ બધાની મળીને કુલ શ્લોક સખ્યા ૧૦૩૫૪૪ છે

### ૩. દશ પ્રકીર્ણ (પયન્ના) સૂત્રો—

૧ ચઉસરણ પયન્નો—અરિહત, સિદ્ધ, સાધુ અને કેવળીભાષિત ધર્મ એ ચારે શરણનો અધિકાર તથા પ્રાર્થના પ્રાયશ્ચિત્ત વગેરે વિષે હકીકતો છે

૨ આઉરપચ્ચક્ખાણસૂત્ર—આમા જ્ઞાનીઓના અતસમયમા અભિગ્રહ પચ્ચક્ખાણ કરવાનો અધિકાર છે

૩ ભત્તપરિન્ના—ઉપરની સ્થિતિમા આહાર-પાણી ત્યાગ કરવા સબધી અભિગ્રહ છે

૪ સથારગપયન્નો—અતસમયે અનશન (ભોજનનો સર્વથા ત્યાગ)

પૂર્વક સથારો કરી મૃત્યુ પામવા સબધી અધિકાર છે તેમજ જેઓએ અનશન કરી આત્મકલ્યાણ સાધ્યુ છે તેમનુ વર્ણન છે

૫ તદુલવેયાલિયપયન્નો—આ સૂત્રમા ગર્ભમા જીવની ઉત્પત્તિ શી રીતે થાય છે ઇત્યાદિ સૂક્ષ્મ વર્ણન છે

૬ ચદાવિજ્ઝયપયન્નો—ગુરૂ, શિષ્યના ગુણુ પ્રયત્નો વગેરેનુ વર્ણન છે

૭ દેવિદત્થવપયન્નો—સ્વર્ગના ઇંદ્રોની ગણના છે

૮ ગણિવિજ્જાપયનો—જ્યોતિષ્ સબધી ચર્ચા છે

૯ મહાપચ્ચક્ખાણસૂત્ર—આરાધનાનાનો અધિકાર એટલે પ્રાયશ્ચિત્તના સ્વરૂપનુ વર્ણન છે

૧૦ વીરત્થવસૂત્ર—અતમસમયમા શાતિપૂર્વક મરણ થવુ જોઇએ એનુ વર્ણન છે

દશ પયનાની મૂળ ગાથાઓ કુલે ૨૩૦૫ છે

૪ છ છેદસૂત્રો

આ છેદસૂત્રો વાચવાનો અધિકાર સાધુઓ માટે જ નિર્ણીત થયેલો છે આમા સાધુઓના દોષ અથવા અપરાધ માટે પ્રાયશ્ચિત્તના કાનૂનો છે

૧ નિશીથ—આમા સાધુઓના દોષ અને તેના પ્રાયશ્ચિત્ત લેવાનુ વર્ણન છે

૨ મહાનિશીથ—આમા પાપ તથા પ્રાયશ્ચિત્તનુ વર્ણન છે

૩ બૃહત્કલ્પ—આમા સાધુઓ તથા સાધ્વીઓ માટેના વિધિઓ છે

૪ વ્યવહારસૂત્ર—આમા શાસન—શિક્ષા વિધિ છે 'પચકલ્પ' તેનો બીજો વિભાગ છે

૫ દશાશ્રુતસ્કંધ—આનુ બીજુ નામ 'આચાર દશા' કે આચાર

દશાઓ' છે આ ગ્રથના નવમા અધ્યાયમાં ભદ્રબાહુસ્વામીએ રચેલુ 'કલ્પસૂત્ર' છે

૬ જીતકલ્પસૂત્ર—સાધુ જીતકલ્પ એ વિભાગે છે આમા સાધુ તથા સાધ્વીઓ માટેના વિધિ છે

આ સૂત્રોની મૂળ કુલ ગાથાઓ ૨૧૭૬૨૩ છે

## ૫. ચાર મૂળસૂત્રો

૧ આવશ્યકસૂત્ર—આમા દિનચર્યાના આવશ્યક વિધિઓ તથા પાક્ષિકસૂત્ર તેમજ વિવિધ વિષયો સબધે હકીકત આપેલી છે

૨ દશવૈકાલિકસૂત્ર—આમા સાધુજીવનના નિયમો આપ્યા છે

૩ પિડનિર્યુક્તિ—ઓઘનિર્યુક્તિ—એમ બે વિભાગ છે સાધુઓ માટે શુદ્ધ આહારપાણી લેવાનો અધિકાર તથા સાધુ સબધી ઉપકરણનુ પ્રમાણ રાખવાનો અધિકાર છે

૪ ઉત્તરાધ્યયનસૂત્ર—જેમા સાધુઓને સયમ માર્ગમા રહેવાના ઉપદેશો તેમજ સિદ્ધાતો ઉપર કથાઓ, દૃષ્ટાતો, ઉપમાઓ તેમજ સવાદો વગેરે છે

આમા મૂળની કુલ ગાથા ૨૨૦૬૦૦ છે

## ૬ બે ચૂલિકાસૂત્ર

૧ નદીસૂત્ર—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન તેમજ કેવળજ્ઞાન એ પાચ પ્રકારના જ્ઞાનનુ વર્ણન છે

૨ અનુયોગદ્વાર સૂત્ર—નય નિક્ષેપાની ચર્ચા અને તેની સિદ્ધિ બતાવવામા આવી છે, એટલે વિદ્યા સર્વસ્વનુ વર્ણન છે

આ બને સૂત્રોની કુલ ગાથા ૨૭૦૪૭ છે

તાર્કિક હોવાથી વાદી તરીકે તેમની ગણના હતી તેમની એવી પ્રતિજ્ઞા હતી કે 'જે મને હરાવે તેનો શિષ્ય થાઉ' આ પ્રતિજ્ઞાની વૃદ્ધવાદી નામના આચાર્યને જાણ થઈ તેથી તેમણે વાદમા તેમને હરાવ્યા વાત એવી બની કે ભરૂચ પાસે રસ્તામા સિદ્ધસેન વૃદ્ધવાદીને મળ્યા, અને વાદનુ આવાહન આપ્યુ અને જગનમા જ એ વાદ ગોઠવાયો અને હાર-જીતનો નિર્ણયનો આધાર ત્યા આસપાસ ફરતા ગોવાળિયાઓ ઉપર રાખવામા આવ્યો સિદ્ધસેન તો સસ્કૃતમા ધારાવાહી બોલ્યે જ ગયા પણ પેલા ગોવાળીયાઓ કઇ જ મમજ્યા નહિ અને વૃદ્ધવાદીએ પ્રાકૃત ભાષામા તાલબદ્ધ રાગમા એક ગાથા કહી સભળાવી ગોવાળિયાઓ સમજ્યા અને આનદમા આવી ગયા તેમણે જીતનો નિર્ણય વૃદ્ધવાદીના પક્ષમા આપ્યો, તેથી સિદ્ધસેન તેમના શિષ્ય થયા

તેઓ સસ્કૃત ભાષાના ખાસ હિમાયતી હતા તેમણે પ્રાકૃત ઉપરાત સસ્કૃતમા કેટલાક દાર્શનિક ગ્રથો રચ્યા છે તેમા 'બત્રીસ બત્રીશીઓ' મહત્વનો ગ્રથ છે 'સન્મતિતર્ક' મૂળે પ્રાકૃતમા છે પણ આ ગ્રથ જૈનોના દર્શન ગ્રથોમા મુખ્ય છે તેમણે આગમોની પ્રાકૃત ભાષાને સસ્કૃતમા કરી નાખવાનો વિચાર સઘ આગળ દર્શાવ્યો આ વિચાર સાથે તેમના ગુરુ અને સઘ સમત ન થયા, અને આવો વિચાર કરવાના ગુન્હા બદલ તેમને સઘ બહાર થવાની શિક્ષા થઇ તેમણે સઘની માફી માગી અને સઘની આજ્ઞા અનુસાર બાર વર્ષ સુધી સઘ બહાર રહ્યા તે દરમ્યાન તેમણે બધા તીર્થોની યાત્રા કરી તેમની વિદ્વત્તાના પ્રભાવે તેમણે તેમના સમયના વિક્રમ રાજાને પ્રતિબોધી જૈન બનાવ્યો હતો

તેણે ઉજ્જૈનીના મહાકાળ મદિરમા 'કલ્યાણમદિર' નામનુ સ્તોત્ર રચ્યુ હતુ, જેના પ્રભાવથી ત્યા આગળ પાર્શ્વનાથની પ્રતિમા જમીનમાથી જ આપોઆપ નીકળી આવી હતી

## દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ

શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વર્ષો વર્ષ પડતા લાબા દુકાળોના કારણે

સાધુઓની સ્મૃતિમાંથી નષ્ટ થતા જ્ઞાનથી ચેની જઈ ભાવી પ્રજાના ઉપકાર માટે વીર નિ સ૦ ૯૮૦ ( વિ સ ૫૧૦ ) મા શ્રી સઘના આગ્રહથી તે કાળે રહેતા સાધુઓને વલભીપુર-વળામા એકઠા કરી, તેમને કઠસ્થ રહેલુ બધુ સાહિત્ય એકઠુ કરવા માડયુ આમ ભિન્ન ભિન્ન સાધુઓ પાસેથી એક સરખા અનુસધાનરૂપે મળી આવતા બધા પાઠોને પાઠભેદ સાથે પુસ્તકારૂઢ કરવામા આવ્યા, અને તે ગ્રંથો આજે આપણને પેઢી દર પેઢી વારસામા મળતા રહ્યા છે

અહીં એ પણ જાણવા જેવુ છે કે બૌદ્ધોએ પણ ઈ સ. ૪૧૦ થી ૪૩૨ વચ્ચે એટલે કે જૈનોથી કઇક પહેલા સિલોનમા બૌદ્ધ ગ્રંથો પુસ્તકારૂઢ કર્યા હતા

## કુદકુદાચાર્ય

જૈનોના દિગબર પથના સાધુઓએ ઘણા ગ્રથો લખ્યા છે તેમાં કુદકુદાચાયનુ નામ ઘણુ જાણીતુ છે તેઓ ક્યારે થયા એનો નિર્ણય થઈ શકયો નથી પરતુ તેમના ગ્રંથોમા આવતી કેટલીક તત્કાલીન ઘટનાઓ ઉપરથી તેઓ પાચમી-છઠ્ઠી શતાબ્દિ માં થયા હોય એવા પ્રામાણિક વિદ્વાનોનો મત છે

ગુજરાતમા આવેલા વડનગરમા ધ્રુવસેન રાજાનો પુત્ર એકાએક મૃત્યુ પામ્યો, તેથી રાજાને થયેલો શોક શમાવવા માટે શ્રી ધનેશ્વરસૂરિએ ભદ્રબાહુસ્વામીએ રચેલુ કલ્પસૂત્ર ' સઘ સમક્ષ વી. નિ સ ૯૮૦ કે ૯૯૩ ના પર્યુષણાપર્વમા વાચ્યુ અને તેજ પ્રમાણે અત્યારે પણ એ ' કલ્પસૂત્ર સઘ સમક્ષ દર વર્ષે સાધુઓ વાચે છે

આ પર્યુષણપર્વ પહેલા ભાદરવા સુદિ પાચમે થતુ હતુ પણ કાલિકાચાર્ય નામના જબરજસ્ત યુગપ્રવર્તક પુરુષ થયા, તેમણે જૈન ધર્મની પ્રભાવના ખાતર ભાદરવા સુદિ ૪ ના દિવસે પર્યુષણાપર્વ ( સવત્સરી ) કર્યુ અને આજે પણ એ જ પ્રણાલિકા સર્વત્ર ચાલુ છે

## હરિભદ્રસૂરિ

નવમી શતાબ્દિમા હરિભદ્રસૂરિ નામના એક નામાંકિત પ્રખર વિદ્વાન થઈ ગયા તેઓ ચિત્રકૂટના રહેવાસી સમર્થ બ્રાહ્મણ પડિત હતા પણ પાછળથી જૈન થયા તેમને માટે એવી કથા છે કે પોતાની વિદ્વત્તાના ગર્વથી તેમણે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે 'જેનુ કહેલુ ન સમજુ તેનો શિષ્ય થાઉં' એક વખત જૈન સાધ્વી યાકિની મહત્તરાના મુખેથી નીકળેલી ગાથા પોતે ન સમજી શક્યા તેથી તેઓ તે આર્યા-સાધ્વીના શિષ્ય થવા ગયા તેણે આચાર્ય જિનભટ પાસે દીક્ષા લેવા સૂચવ્યુ, તેથી તેમણે તેમની પાસે દીક્ષા લીધી તેમણે સસ્કૃત અને પ્રાકૃત ભાષામા અનેક ગ્રથો રચ્યા છે કહેવાય છે કે આ ગ્રથોની સખ્યા ૧૪૪૪ જેટલી થાય છે આ ગ્રથોમા સાખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, અદ્વૈત, ચાર્વાક, બૌદ્ધ અને જૈન આદિ સર્વ દર્શનો અને મતોની ચર્ચા કરી છે તેમણે આગમ ગ્રથો ઉપર ટીકાઓ લખી છે તેમણે તેમના લખેલા દરેક ગ્રથમા 'યાકિનીસૂનુ-ધર્મપુત્ર' એવુ વિશેષણ વાપર્યુ છે, આ સમયે ચૈત્યવાસી સાધુઓએ જૈન શુદ્ધ આચારને શિથિલ કરી નાખ્યો હતો તેમની વિરુદ્ધ તેમણે પ્રચાર કર્યો અને પોતે શુદ્ધ આચાર પાળીને એક મહાન્ પ્રતિષ્ઠિત વિદ્વાન્ તરીકે પણ ખ્યાતિ મેળવી, તેથી તેમનુ સ્થાન જૈન ઇતિહાસમા મહત્ત્વનુ છે

આ પછી ગૂજરાતમા ઈ સ ૧૦૦૦ થી જૈનો માટે સુવર્ણયુગ શરૂ થયો એમ કહી શકાય તે અરસામા ઘણા આચાર્યો અને પડિતો થઈ ગયા તેમજ ગૂજરાતના ચાવડા, સોલકી, વાઘેલા રાજાઓના અને તે પછી આવેલા મુસલમાન સત્તાઓના મત્રીઓ તેમજ અધિકારીઓ મોટા ભાગે જૈન હતા ગૂજરાતનુ સાહિત્ય કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચદ્રાચાર્યના લીધે જ ઉજ્જ્વળ થયેલુ છે તેઓ જૈનાચાર્યોમા મહાન્ જ્યોતિર્ધર થયા છે તેમણે સસ્કૃતમાં પ્રત્યેક વિષય ઉપર લખ્યુ તેમ જ

વખતે ઓનાની ભાષા અપભ્રંશ, જેમાથી આજસુધીની ગૂજરાની ભાષાનો ક્રમશ વિકાસ થયો તેનુ સર્વ પ્રથમ વ્યાકરણ બનાવનાર તેઓ જ છે

ગૂજરાતની રાજધાની પાટણ હોવાથી ત્યાં અનેક પંડિતો થઇ ગયા છે પણ હેમચંદ્રાચાર્યનુ સ્થાન અનોખુ છે તેમના વખતમાં પાટણમા ૨૧ જ્ઞાનભંડારો હતા વસ્તુપાલે પણ ત્રણ મોટા ભંડારો ત્યાં જ સ્થાપ્યા હતા કુમારપાળ પછીનો રાજા અજયપાળ અને પાછળથી આવેલા મુસલમાનોએ ઘણા ભંડારોના અમૂલ્ય ગ્રંથોનો નાશ કર્યો હતો, પણ આવો નાશ થતો જોઈ જૈનોએ અગમચેતી વાપરી એ ભંડારોના મુખ્ય મુખ્ય કેટલાક સારા ગ્રંથો જેસલમેર અમદાવાદ કે ખભાત મોકલી દીધા જે અત્યારે પણ ત્યા મોજુદ છે તેમાં તો કેટલાક સમર્થ આચાર્યોએ જાતે લખેલી પ્રતિઓની નકલો છે આ રીતે ઘણા ગ્રંથો છુપાવી દેવામા આવ્યા તાડપત્રો ઉપર ઘણા ગ્રંથોનો ભૂકો થઈ જવાથી કોથળાઓ ભરી સરસ્વતી નદીમા પધરાવી દેવામા આવ્યા અને કેટલાયે તાડપત્રના તેમજ કાગળ ઉપરના હસ્તલિખિત ગ્રંથો ચોરાઇને તેમજ વેચાઇને યુરોપ અમેરિકા તથા હિંદુસ્તાનના અન્ય પુસ્તકાલયોમા તથા મ્યુઝીયમોમા પહોચી ગયા છે તેઓ આપણા કરતા આ ગ્રંથોનો સારો ઉપયોગ કરી રહ્યા છે

અમૂલ્ય ગ્રંથોનો આવી રીતે નાશ થવા છના પાટણના જુદા જુદા ભંડારોના તાડપત્ર ઉપર તેમજ કાગળ ઉપર હાથે લખાયેલા ૨૫૦૦૦ ગ્રંથો છે જેમા તાડપત્ર ઉપર લખેલા ગ્રંથોની સખ્યા આશરે ૭૫૦ ની છે આ ભંડારોમાની જૂનામા જૂની પ્રતિ વિ સ ૧૧૫૭ ની સાલની છે આ ગ્રંથોમા ઘણી જૂની ચિત્રકળાનો પણ સગ્રહ છે

આ ગ્રંથો અનેક વિષયના અને જુદી જુદી ભાષામાં લખેલા છે આ અમૂલ્ય શાસ્ત્રોને સુવ્યવસ્થિત રીત સાચવવા માટે 'હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર' નામનુ નવુ મકાન આ પુસ્તકના લેખકના પિતાશ્રીના સ્મરણાર્થે બંધાવવામા આવ્યુ છે

પાટણના આ ગ્રથસગ્રહને પ્રવર્તકશ્રી કાતિવિજયજી અને તેમના શિષ્ય મુનિશ્રી ચતુરવિજયજી તેમજ તેમના શિષ્ય મુનિશ્રી પુણ્યવિજયજીએ પચ્ચીસ વર્ષ સુધી સતત મહેનત લઈને નાશ પામતા બચાવ્યા છે અને વ્યવસ્થિત કર્યા છે

પાટણના આ જૈન જ્ઞાનભડારો હેમચદ્રાચાર્યના સમયથી તે અત્યાર સુધી જગવિખ્યાત રહ્યા છે અનેક પાશ્ચાત્ય તેમજ હિંદી વિદ્વાનો આ ગ્રથસગ્રહને જોવા માટે આવે છે કેટલાક વિદ્વાનોએ મહત્ત્વના ગ્રથોના ફોટા લઈને સપાદિત પણ કર્યા છે

પાટણને, અરે ! સમગ્ર ગુજરાતને જગતમા આવી પ્રસિદ્ધિ અપાવનાર શ્રી હેમચદ્રાચાર્યનુ જીવન જાણવાની ઇચ્છા પ્રગટે જ, આમા નવાઈ જેવુ નથી જ, તેથી અહીં તેમનુ ટૂકમા ચરિત્ર અપાય છે

## હેમચદ્રાચાર્ય

હેમચદ્રાચાર્યનો જન્મ વિ સ ૧૧૪૫ની કાર્તિકી પૂર્ણિમાના દિવસે મોઢ વણિક ચાચિગને ત્યા થયો હતો તેમની માતાનુ નામ પાહિણી હતુ અને તેમનુ નામ ચગદેવ રાખવામા આવ્યુ હતુ તેમના પિતા વૈષ્ણવ હતા જ્યારે માતા જૈનધર્મ પાળતી હતી જેમના ગુરુશ્રી દેવચદ્રસૂરિ હતા ચગદેવ જ્યારે પાચ વર્ષનો થયો ત્યારે તે તેમના ગુરુના ઉપાશ્રયે તેમને વાદવા ગયો અને ગુરુના આસન ઉપર બેસી ગયો ચગદેવના શુભ લક્ષણો જોઈ શ્રીસઘના મુખ્ય આગેવાનો સાથે ગુરુ ચગદેવના ઘેર ગયા અને 'ચગદેવ જૈન શાસનનો ઉદ્ધાર કરશે' એમ સમજાવી ચગદેવની માતા પાસે ચગદેવની માગણી કરી ચગદેવના પિતા બહારગામ ગયેલા હોવાથી માતાએ ચગદેવનુ તેમજ સઘનુ કલ્યાણ થશે એમ સમજી ચગદેવને ગુરુને અર્પણ કર્યો ગુરુએ વિ સ ૧૧૫૪મા નવ વર્ષની ઉંમરે તેમને દીક્ષા આપી સાધુ બનાવ્યા અને તેમનુ નામ

બાળમુનિ શ્રી સોમચદ્રે થોડા જ વષમા વિદ્યાના દરેક ક્ષેત્રમા પારગતપણુ મેળવી લીધુ એમનો ઊંડો વિદ્યાભ્યાસ, અપૂર્વ ત્યાગવૃત્તિ ઔર તપ પ્રભાવ અને સ્વાભાવિક ઓજસ્વિતા વગેરે પ્રભાવશાળી ગુણો જોઇ આચાય શ્રીદેવચદ્રસૂરિ અને સઘે મળીને સ ૧૧૬૨ મા એટલે મત્તર વર્ષની ઉમરે તેમને આચાર્ય પદવી આપી અને તેમનુ નામ શ્રી હેમચદ્રાચાય રાખ્યુ

જ્યારે તેઓ ગૂજરાતની રાજધાની પાટણમા આવ્યા ત્યારે ગુજરાતના વિદ્યાપ્રિય રાજવી સિદ્ધરાજ જયસિહનુ રાજ્ય હતુ અને તે આચાયશ્રીની વિદ્વત્તાથી આકર્ષાઈ તેમના પ્રસગમા આ યો ગુજ રેશ્વરની પડિતોની રાજસભા જેનો પ્રમુખ જૈન શ્રાવક પડિત શ્રીપાલ હતો તેમા હેમચદ્રનુ સ્થાન આગળ પડતુ હતુ

ગૂજરેશ્વરની રાજસભામા વિક્રમ સ ૧૧૮૧ મા દિગબરાચાય શ્રી કુમુદચદ્ર અને શ્વેતાબરાચાય શ્રી દેવસૂરિ વચ્ચે વાદ થયો હતો જેમા શ્રી હેમચદ્રાચાય પણ આવ્યા હતા

હેમચદ્રાચાયની ખ્યાતિનુ સૌથી મોટુ કારણ એ છે કે તેમણે સિદ્ધરાજની વિનતિથી સિદ્ધહેમ વ્યાકરણ બનાવ્યુ આ વ્યાકરણ વિશેની હકીકત અગાઉ આવી ગઇ છે

હેમચદ્રાચાર્યના ઉપદેશની અસર તે પછીના રાજા કુમારપાળ ઉપર ઘણી વધારે પડી તેથી કુમારપાળ જૈન થયો કુમારપાળે હેમચદ્રાચાર્યના ઉપદેશથી જૈનધમની ઉન્નતિના ઘણાં કાર્યો કર્યા જેની હકીકત અગાઉ આવી ગઇ છે

હેમચદ્રાચાયની વિદ્વત્તા તેમણે રચેલા ગ્રથો ઉપરથી જોઇ શકાય છે કહેવાય છે કે તેમણે સાડા ત્રણ કરોડ શ્લોકપ્રમાણ ગ્રથો રચ્યા છે અત્યારે મળતા ગ્રથોનુ શ્લોકપ્રમાણ તેટલુ થતુ નથી તેથી કદાચ બીજા ગ્રથોની માફક એ પણ લુપ્ત થયેલા હશે, જો કે અત્યારે મળી આવતા ગ્રથોનુ શ્લોકપ્રમાણ ઓછુ નથી.

તેમના પ્રસિદ્ધ 'સિદ્ધહેમ વ્યાકરણ' ના પાચે અંગોના મળીને દોઢ લાખ શ્લોકો અત્યારે મળે છે તેમણે 'ત્રિષષ્ટિ શલાકા મહાપુરુષ ચરિત્ર' ની 'પરિશિષ્ટ પર્વ' ઉપરના દશ પર્વોમા રચના કરી છે તે ૩૨૦૦ શ્લોક પ્રમાણનો છે કુમારપાળના સ્વાધ્યાય માટે 'યોગશાસ્ત્ર નામનો ગ્રથ રચ્યો તે ૧૨૫૭૦ શ્લોકાત્મક છે આ સિવાય તેમણે દ્વયાશ્રય ગ્વ્યાનુશાસન, અભિધાન-ચિંતામણિ, અનેકાર્થકોશ નિઘટુ કોશ છદાનુશાસન, હૈમલિગાનુશાસન, પ્રમાણમીમાસા, અન્યયોગ-વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા વીતરાગસ્તોત્ર વગેરે પ્રત્યેક વિષયના ગ્રંથો લખી તેમણે વિદ્યાની વિવિધ વાનગીઓનો થાળ ગૂર્જરેવી આગળ ધર્યો છે

તેમના ઉપદેશથી સિદ્ધરાજ અને કુમારપાળે જૈન મદિરો બધાવ્યા અને ઉદયન મહામાત્યના જ્યેષ્ઠ પુત્ર વાગ્ભટ્ટે શત્રુજયના મદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો

તેઓ ૮૪ વર્ષની ઉમરે કાળધર્મ પામ્યા અત્યારે જૈનેતર વિદ્વાનો પણ કબૂલ કરે છે કે ગૂજરાતના ઇતિહાસમા હેમચદ્ર જેવો વિદ્વાન બીજો કોઈ થયો નથી ગૂજરાતના ઇતિહાસમા રસ લેતા આધુનિક વિદ્વાનોમા તેમની લોકપ્રિયતા એટલી બધી છે કે જેને લીધે જૈન અને જૈનેતર-બંનેએ તેમના જીવનચરિત્ર લખ્યા છે, અને તેમના ગ્રંથોની ચર્ચા કરી છે

ગૂજરાતના સમર્થ લેખકોમા ગણાતા શ્રી કનૈયાલાલ મુનશીએ પોતાના ગ્રંથોમાં જ્યા પ્રસગ આવ્યો ત્યા શ્રી હેમચદ્રાચાર્યની મહત્તાની આદરપૂર્વક નોંધ કરી છે અને તેમનાજ પ્રયત્નથી ગૂજરાત સાહિત્ય પરિષદ્ દ્વારા હેમચદ્રાચાર્ય જ્ઞાનમદિરની ઉદ્ઘાટન ક્રિયા સમયે હેમસારસ્વત સત્રની યોજના કરાવી ગૂજરાતીઓ પરનુ હેમચદ્રનુ ઋણ સૂચવતા જણાવેલુ કે દરેકે તે અદા કરવા પોતાનો ફાળો આપવો જોઈએ

ગૂજરાતમા અહિંસાનુ જોર અને આખા હિંદમા અહિંસાનુ વાતાવરણ હેમચદ્રાચાર્યને આભારી છે

હેમચદ્રાચાર્યના સમયે એટલા બધા વિદ્વાન આચાર્યો થઈ ગયા કે

એનુ વિગતવાર વર્ણન આપવુ અહીં અશક્ય છે લગભગ ૩૦૦ વર્ષ સુધીના આ અરસામા જૈનાચાર્યોએ ઘણા ગ્રંથો રચી બીજા પ્રાતને પણ માન ઉપજાવે તેવુ ગુજરાતનુ સાહિત્ય ભંડોળ વધાર્યુ છે

હેમચદ્રાચાયના સમયમા અનેક તાડપત્ર ગ્રંથો લખાણા હતા એવા સ ૧૨૦૧ થી ૧૨૭૨ સુધી લખાયેલી કેટલીયે પ્રતિઓ પાટણ અને જેસલમેરમા અત્યારે પણ મોજુ૦ છે

આ સમયનુ જૈન સાહિત્ય અગાઉ જણાવે ા હિદના મુખ્ય મુખ્ય નગરોમા જૈનભડારોમા છે જેમા આઠસોવ્હનરસો વર્ષના જૂના હસ્તલિખિત તાડપત્રીય અને કાગળ ઉપર લખાયેલા ગ્રંથો છે જૈનધર્મના વિરોધીઓ મુસલમાનો અને લકારાઓના કારણે ઘણા ગ્રંથોનો નાશ થઈ ગયો કેટલાયે ગ્રંથો પરદેશીઓ પૈસા આપી લઈ ગયા અને તેનો અભ્યાસ કરી યોગ્ય રીતે પ્રસિદ્ધ કરવાનુ માન મેળવ્યુ

હીરવિજયસૂરિ —

હેમયુગ પછી મહાપ્રભાવક તરીકે ઘણી જ જાણીતી વ્યક્તિ શ્રીહીરવિજયસૂરિ છે તેઓએ સ ૧૫૮૬ મા દીક્ષા લીધી હતી તેમની વિદ્વત્તાની ખ્યાતિ સાભળી અકબર બાદશાહે તેમને ગુજરાત (ખભાત) થી ફતેહપુર સીકી બોલાવ્યા હતા હીરવિજયસૂરિની અમર અકબર ઉપર ખૂબ પડી જેથી બાદશાહે ખાસ ખાસ ઘણા દિવસોમા હિસા બધ કરી હતી એટલુ જ નહિ જજીયાવેરો પણ માફ કર્યો અને શત્રુજય પર્વત જૈનોને સમર્પણ કર્યાનો સ્તાવેજ કરી આપ્યો અકબર બાદશાહે તેમને જગદ્ગુરુનુ બિરુદ આપ્યુ હતુ તેમના શિષ્યોમા ઘણા યોગ્ય વિદ્વાન સાધુઓ હતા જેમણે અનેક ગ્રંથોની રચના કરી છે તેમના સમયમા અનેક પ્રકારની અવ્યવસ્થા અને વાદો ઊભા થયા હતા એ બધાનુ સમાધાન અને વ્યવસ્થા કરવામા જ એમનો મોટો સમય ગયો વધુ વિગત જાણવા માટે શ્રી વિદ્યાવિજયજીકૃત સૂરીશ્વર અને સમ્રાટ' નામનુ પુસ્તક જોવુ

સમયસુંદર

આ જ સમયમા સમયસુંદરગણિ નામના ખરતરગચ્છના એક સાધુ હતા તેમની અનેક ગૂજરાતી અને સંસ્કૃત કૃતિઓ રચેલી મળી આવે છે તેમણે એક શ્લોકના 'राजान्ते ददते सौख्यम्' એટના જ માત્ર ચોથા પાદના આઠ લાખ અર્થો કરી 'અષ્ટલક્ષી' નામનો ગ્રથ રચ્યો અને તે અકબર બાદશાહની સમક્ષ એ ગ્રથ સભળાવ્યો તેથી ગજા આશ્ચર્યમુગ્ધ બન્યો

જો કે તેરમા શતકના ઉત્તરાર્ધમા લખાયેલા ગૂજરાતી સાહિત્યના નમૂના હાથ લાગ્યા છે તે તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા ગયા છે આ યુગમા એટલે ૧૬ મા ૧૭ મા શતકમા ગૂજરાતી સાહિત્ય પુષ્કળ પ્રમાણમા લખાયુ છે ગૂજરાતના સાહિત્યમા જૈન સાધુઓનો ફાળો જૈનેતર કરતા અનેકગણો વધારે છે, તેમજ તે વધારે ઉત્તમ પ્રકારનુ પણ છે એ ગ્રંથોમા જે મળી આવ્યા તે ગ્રંથોની નોધ લેતા સ્વ. સાક્ષરશ્રી મોહનલાલ દલીચદ દેસાઈએ મોટા કદના ત્રણ ભાગના ચાર વોલ્યુમ પ્રગટ કર્યા છે જો કે હજી કેટલુયે સાહિત્ય ભડારોમા દટાયેલુ પડયુ છે, છતા જેની નોધ લેવાઇ છે તે પણ કોઈરીતે પ્રમાણમા કે ગુણવત્તામા ઓછુ નથી અને એથી એ વોલ્યુમોના સગ્રાહકની મહેનતનો ખ્યાલ આવવા સાથે ગૂજરાતી સાહિત્યની વિપુલતાનો પણ ખ્યાલ આવ્યા વિના રહેતો નથી

આ સમયથી જૈનોનુ પૂજા સાહિત્ય બહાર પડવા માડયુ અને તે એટલુ બધુ લોકપ્રિય થયુ કે અત્યારે પણ એ પૂજાઓની રચનાની પરપરા ચાલુ જ છે આ પૂજાઓ હિન્દના દરેક રાગ–રાગણીના છદો, દોહા, ચોપાઇ વગેરેમા બનાવેલ છે પૂજાઓ સાથે સ્તવનોમા પણ રાગ–રાગણીનો છૂટથી ઉપયોગ કરાયો છે

પૂજાઓ રચનારાઓમા કવિવર સમયસુદરજી, સકલચદજી, દેવચદજી,

યશોવિજયજી વીરવિજયજી, પદ્મવિજયજી, આત્મારામજી અને વિજયવલ્લભસૂરિજી વગેરેની રચેલી પૂજાઓ અત્યારે બહુ લોકપ્રિય છે

આનંદઘનજી અને યશોવિજયજી

આ પછી આનંદઘનજી અને યશોવિજયજી નામના બે વિદ્વાન સાધુઓ થયા આનંદઘનજી તો અધ્યાત્મી હતા અને મોટે ભાગે જંગલમા રહેતા તેમણ અનેક પદો અને સ્તવનો રચ્યા છે, જેમા માર્મિકદૃષ્ટિ અને અનુભવયોગનો ચિતાર આપ્યો છે જ્યારે યશોવિજયજીએ ન્યાયના ગ્રંથો તેમના સમયની નવ્યન્યાયની છટાથી રહસ્યભૂત લખ્યા છે એમ કહી શકાય કે ન્યાયના આદિ પુરસ્કર્તા સિદ્ધસેન પછી હરિભદ્રે તેને મધ્ય કાળમા વિકસાવ્યો અને કર્ક આગળ પાછળ દિગંબર વિદ્વાનોએ પણ એ વિકાસમા મહત્ત્વનો ફાળો આપ્યો પણ યશોવિજયજીએ તો પોતાના ગ્રંથો રચી ન્યાય સાહિત્યને ષોડશ કળાએ ખીલવ્યુ છે પણ એ પછીના જૈન સાધુઓમા આજસુધી એ વિદ્યાયુગ ઓસરી ગયેલ જ જોવાય છે આ યુગમા એ વિદ્યાના સમર્થ જ્યોતિર્ધર જૈન પ સુખલાલજીને ગણીએ તો જરાયે વધુ પડતુ નથી

વિનયવિજય

વિનયવિજય ઉપાધ્યાય એક પ્રતિભાશાળી વિદ્વાન થયા તેઓ યશોવિજયજીના સહાધ્યાયી હતા અને કાશીમા તેમની સાથે જ વિદ્યાભ્યાસ નિમિત્તે ગયેલા તેમણે યશોવિજયજીની માફક વિદ્વદ્ભોગ્ય નહિ પણ લોકભોગ્ય સાહિત્ય રચવામા પોતાનો ફાળો આપ્યો છે તેમણે કલ્પસૂત્ર ઉપર ૬૫૦૦ શ્લોકપ્રમાણ 'કલ્પસુબોધિકા' નામની ટીકા રચી જે પ્રતિવર્ષ સાધુઓ પર્યુષણામા વાચે છે તેમજ ચારે અનુયોગના વિષયોના ભડારસમો લોકપ્રકાશ ગ્રંથ રચ્યો એ સિવાય શ્રીપાલ રાસ ગુજરાતીમા રચ્યો જે આજે જૈનોમા ખૂબ પ્રચલિત છે

આત્મારામજી (વિજયાનંદસૂરિ)

છેલ્લા જૈન સાધુઓમા મહાન પ્રસિદ્ધ જૈનાચાર્ય આત્મારામજી થયા

તેમણે બીજાના મનખડનના અનેક પુસ્તકો લખ્યાં આત્મારામજીનો જન્મ બ્રહ્મક્ષત્રિય જાતિમા સ ૧૮૯૩ મા પજાબના ફિરોજપુર જીલ્લામા થયો હતો પહેલા તેઓ જૈનોના સ્થાનક પથના સમાગમમા આવ્યા અને તેમણે તે પથમા દીક્ષા લીધી તે મતવાળા મૂર્તિપૂજામા માનતા નથી, આત્મારામજીને અધ્યયન પછી મૂર્તિપૂજા જરૂરી લાગી અને તેમણે શ્વેતામ્બર મૂર્તિપૂજક પથમા દીક્ષા લીધી તેમના ગ્રથમા ' અજ્ઞાનતિમિર-ભાસ્કર, સમ્યક્ત્વશલ્યોદ્ધાર જૈનમત વૃક્ષ, જૈન તત્ત્વાદર્શ ' વગેરે જાણીતા છે સ ૧૯૫૦ ની ચીકાગોની વિશ્વધર્મ પરિષદમા તેમને જૈનધર્મના પ્રતિનિધિરૂપે જવાનુ નિમત્રણ મળેલુ પણ સાધુ-આચારથી વિરૂદ્ધ કઇ પણ ન કરવાની દૃષ્ટિથી તેઓએ પોતાના બ લે બેરીસ્ટર વી ચદ રાઘવજી ગાધીને તૈયાર કરી ત્યા મોકલ્યા હતા તેમણે સ ૧૯૫૩ જેઠ સુ૦ ૮ મે કાળ કર્યો

કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ જૈન સાહિત્યની સેવા કરી છે તેમણે કેટલાયે જૈન પુસ્તકો મેળવી અભ્યાસ કર્યો અને તેમાના કેટલાકના અગ્રેજી તેમજ જર્મન ભાષામા ભાષાતરો કર્યા અને એ ગ્રથો ઉપર મૌલિક તુલનાત્મક અભ્યાસપૂર્વક નિબધ પણ લખ્યા તેમા સૌથી વધારે જૈન ધર્મના અભ્યાસી તરીકે હર્મન યાકોબીએ નામના મેળવી છે તેઓ જર્મનીના બોન વિદ્યાપીઠમા સસ્કૃતના પ્રોફેસર હતા તેમણે અન્ય પાશ્ચાત્ય વિદ્વાનોએ કરેલી જૈનધર્મ વિશેની ભૂલો સુધારી છે તેમણે કલ્પસૂત્ર, પઉમચરિત, સમરાઇચ્ચ કહા વગેરે ગ્રથો પર વિવેચનો કર્યા છે જેમા તેમની ઊડી ગવેષણા નજરે પડે છે તેમના ખાસ શિષ્ય પ્રો ગ્લેઝેનપે ' જૈનીઝમ નામે જર્મન ભાષામા ગ્રથ લખ્યો છે જેનુ ગુજરાતી ભાષાતર પણ જૈનધર્મ પ્રસારક સભા તરફથી પ્રગટ થયુ છે એ સિવાય તેમણે જૈનોના ' કર્મવાદ ' ઉપર અભ્યાસપૂર્ણ નિબંધ લખ્યો છે તેનો અંગ્રેજી અનુવાદ પ્રગટ થઇ ચૂક્યો છે આ બંને વિદ્વાનો હિંદમા આવ્યા હતા

અન્ય પાશ્ચાત્ય વિદ્વાનો કે જેમણે જૈનધર્મનો અભ્યાસ કર્યો છે તેઓમા શાર્પેન્ટીયર, હર્ટલ વી ટરનીઝ, લોયમેન, હોર્નેલ વોરન, શુબ્રીંગ, ગ્લેસનપ, બ્રાઉન મિસ જોન્સન, મિસ સ્ટીવન્સન, ઓટો સ્ટાઈન વગેરે છે આ વિદ્વાનોએ જૈન સાહિત્ય માટે કરેલી ચર્ચાથી વિદેશમા પણ જૈનધમનો અભ્યાસ દિનપ્રતિદિન વધતો જાય છે, એટલુ જ નહિ હિંદના ધર્મો અને સાહિત્ય માટે અભ્યાસ કરતા પ્રત્યેક વિદ્યાર્થીને જૈન ધમનુ જ્ઞાન જરૂરી થઇ પડે છે

# આચાર ધર્મ

## (૬)

તીર્થંકરો તીર્થની સ્થાપના કરે છે તીર્થનું બીજુ નામ 'સંઘ' પણ છે તે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો બનેલો હોય છે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાને પાળવાના ધર્મોની મર્યાદા જુદી જુદી હોય છે સાધુ સાધ્વીને પાળવાનો ધર્મ કે જેને માટે દીક્ષા લેવી પડે છે તે 'સાધુધર્મ' કહેવાય છે અને શ્રાવક-શ્રાવિકાને પાળવાનો ધર્મ તે 'શ્રાવક' અથવા 'ગૃહસ્થધર્મ' કહેવાય છે

### સાધુધર્મ

બધી જાતના બધનોથી મુક્ત થવા માટે શ્રાવકધર્મ કરતા સાધુધર્મ નજીકનો માર્ગ છે પણ તે જ કારણથી તે અતિ કઠણ પણ છે જે મનુષ્યને આ દુનિયા ઉપર વૈરાગ્ય ઉપજ્યો હોય, જે ધર્મના સિદ્ધાતો સમજેલ હોય અને સાધુધર્મ પાળવાની ભાવના અને શક્તિ ધરાવતો હોય તે જ દીક્ષાને યોગ્ય ગણાય છે દીક્ષા એટલે સર્વવિરતિ અર્થાત્ સાધુએ તમામ પ્રકારના સાસારિક સબધોનો-કુટુબ પરિવારનો સર્વથા ત્યાગ કરવો પડે છે તેમના માટેનુ ચિતન પણ ત્યાજ્ય હોય છે અને કચન-કામિનીનો સર્વથા ત્યાગ કરી ઘર છોડીને તે અનગાર બને છે કોઇપણ સજોગોમા કે તેનો કોઇ પણ રીતે વ્યવહાર કરવાની તેમને મનાઈ હોય છે આ ... લાકડાના પાત્રો, માટીના ઘડા

મુમતીના પાત્રોનો ઉપયોગ કરે છે ટૂંકમાં તેમણે સર્વ પ્રકારના વિલાસનો ત્યાગ કરવાનો હોય છે

અહિંસા અસત્ય ન બોલવુ, ચોરી ન કરવી બ્રહ્મચર્ય પાળવુ અને પરિગ્રહ ન રાખવો આ પાચ મહાવ્રતને પાળનાર સાધુ થઈ શકે છે

નિત્યક્રમ તરીકે સાધુઓને સવાર અને સાંજ બે વખત પ્રતિક્રમણ કરવાના હોય છે જેમા અજાણે થયેલા દોષોનુ પ્રાયશ્ચિત્ત કરવાનુ ક્ષમા માગવાની તથા ભગવાનની સ્તુતિ કરવાની હોય છે તેમને સ્નાન કરવાની મનાઈ હોય છે તેથી તેઓ ભગવાનની ભાવપૂજા કરે છે અને તે માટે મંદિરમા જઈ ભગવાનની મૂર્તિના દર્શન અને ચૈત્યવંદન કરે છે

નિત્યક્રમથી બાકીના પડતા વખતમા શાસ્ત્રનો અભ્યાસ કરે છે અને બીજાને કરાવે છે વળી તેઓ ગ્રંથો લખે છે તેનુ સંશોધન કરે છે અને ધાર્મિક ચર્ચા પણ કરે છે વિદ્વાન સાધુ ઉપાશ્રયમા એકઠા થયેલા શ્રાવક શ્રાવિકા અને સાધુ સાધ્વીને દર સવારે વ્યાખ્યાન દ્વારા ધર્મનો બોધ આપે છે

તેમને અચિત્ત પાણી એટલે ખાસ કરીને ગરમ કરેલુ પાણી પીવાનુ ફરમાન છે જે તેઓ ગૃહસ્થને ઘેરથી લઈ આવે છે અગ્નિને સ્પર્શ કરવાનો કે અગ્નિથી રસોઈ કરવાનો અધિકાર નથી ભિક્ષાવૃત્તિએ જીવન ચલાવવાનુ તેમને ફરમાવવામા આવ્યુ છે એક ઘેરથી પૂરેપૂરી ભિક્ષા—આહાર નહિ લેતા, ભિક્ષા આપનાર શ્રાવકોને મુશ્કેલી ન થાય તે પ્રમાણે જુદા જુદા ઘરોથી તેઓ લે છે સાધુઓને નિમિત્તે કરાયેલી રસોઈ લેવાની સાધુઓને આજ્ઞા નથી

કોઈપણ જાતનુ વાહન વાપરવાની સાધુઓને છૂટ નથી તેમણે એક જગ્યાએથી બીજી જગ્યાએ પગપાળા જ જવાનુ હોય છે પગે જોડા વગેરે પહેરવાની પણ મનાઈ છે

ચોમાસાના ચાર માસ સિવાય એક જગ્યાએ નહિ રહેતા જુદે જુદે

સ્થળે એક ગામથી બીજે ગામ ફરતા ફરવાનુ હોય છે જ્યા દરેક સ્થળે તેઓ ધર્મનો પ્રચાર કરી શકે છે ચોમાસાના ચાર મહિના એટલે અષાઢ સુદી ( ગુજરાતી ) ૧૪ થી કાર્તિકી પૂર્ણિમા સુધી એક જ સ્થળે તેમણે રહેવુ જોઈએ કારણ કે કાચુ પાણી અને લીલોતરીનો સ્પર્શ કરવાની મનાઈ છે

કોઈ પણ પ્રકારે હિંસા ન થાય તે માટે તેમણે બહુ જ સાવચેત રહેવુ પડે છે અને અજાણતા થયેલી સૂક્ષ્મ હિંસાનુ પણ તેઓને પ્રાયશ્ચિત્ત કરવુ પડે છે બેસતા, ઊઠતા, હાલતા, ચાલતા જીવજંતુની હિંસા ન થાય તેની સભાળ રાખે છે, બોલવામા પણ જીવહિંસા થતી હોવાથી 'મુહપત્તિ' નામનો એક કપડાનો ટુકડો બોલતી વખતે મુખ આગળ રાખે છે

અપરિગ્રહી તરીકે સાધુઓ બે અને સાધ્વીઓ ત્રણ કપડા પહેરે છે અને આવા કપડાની એક-બે જોડી પોતાની પાસે રાખે છે તે સિવાય ઓઢવા-પાથરવા એક-બે ઉનની કામળ રાખે છે તેમને ગાદના ઉપર સુઈ જવાની મનાઈ હોય છે

કોઈને મારવા માટે નહિ પણ જનાવરથી સરક્ષણ કરવા માટે એક દડ-લાકડી પોતાની પાસે રાખે છે

હજામત કરાવવાની તેમને મનાઈ છે, તેથી તેઓ પોતાના વાળ મોટા થાય ત્યારે પોતાના હાથે જ ખેચી કાઢે છે સામાન્ય રીતે તેઓ વર્ષમા બે વખત 'લોચ' કરે છે આ સિવાય યથાશક્તિ ધર્મધ્યાન અને તપશ્ચર્યા એટલે ઉપવાસ વગેરે કરે છે

ટૂકમા સાસારિક સર્વ ઉપાધિઓથી નિર્મુક્ત અને સદા અધ્યાત્મ-પરાયણ રહેવાનો સાધુઓનો ધર્મ છે

આઠ વર્ષથી નાના બાળકો, વૃદ્ધો, ભિક્ષા મેળવવા માટે અશક્ત, રોગીઓ, ચોરો, આંધળા, ધનથી ખરીદાયેલા, તીર્થંકરોના નામો પણ

શ ન કરી શકે તેવા નિર્બુદ્ધિ, નાણી-દેવાદારો, વસ્ત્ર અને આહાર માટે જે બીજા ઉપર આધાર રાખતા હોય તે અને જેને દીક્ષા લેવા માટે તેના મા-બાપની વાનીની કે વડિલની સમ્મતિ ન હોય એવા લગભગ ૧૮ પ્રકારના પુરુષોને શાસ્ત્રમાં દીક્ષા માટે અયોગ્ય કહ્યા છે ગર્ભવતી તેમજ ધાવણા બાળકની માતાથી પણ દીક્ષા લઈ શકાય નહિ

આ બધા સાધુના આચારો પાળવાની વિગત શાસ્ત્રોમા બહુ જ વિસ્તારથી આપી છે હાલતા-ચાલતા તેમજ અનિવાર્ય કે કોઇ કારણથી થયેના ગોરોનુ પ્રાયશ્ચિત્ત દરેક સાધુને કરવુ પડે છે ક્રિયામા થયેલા દોષોની જાણ થતા તેની નોંધ રાખી સાધુ પોતાના વડિલ પાસે પ્રાયશ્ચિત માગે છે અને તેમના કહ્યા પ્રમાણે ઉપવાસાદિ જે પ્રાયશ્ચિત્ત આપે તે કરે છે

સાધુજીવન એટલે બને તેટલુ સસારથી અલિપ્ત રહી મોક્ષ સાધવો અને તેનો ઉપદેશ અન્યને આપવો તે છે આ પ્રમાણે સાધુજીવન પાળનારા અત્યારે પણ ઘણા છે

**શ્રાવકધર્મ**

ગૃહસ્થધર્મનુ બીજુ નામ શાસ્ત્રોમા શ્રાવકધર્મ ' બતાવેલુ છે શ્રાવકધર્મનો ઉદ્દેશ જ્ઞાન દર્શન અને ચારિત્ર એટલે તપદ્વારા મોક્ષ મેળવવાનો છે પુણ્યના કાર્યો કરવા અને પાપ કરતા બચવુ તે સુજ્ઞ મનુષ્યનુ કર્તવ્ય ગણાય છે, અને એ દૃષ્ટિએ કેમ વર્તવુ એ શાસ્ત્રોમા બતાવેલુ છે

જૈનોનુ માનવુ છે કે મનુષ્ય ભવ મળવો ઘણો દુર્લભ છે અનેક યોનિમા ભવભ્રમણ કરતા મહાપુણ્યોદયે મનુષ્ય જન્મ મળે છે મનુષ્ય પણ દેવ કરતા પણ ઉત્તમ છે શુભ કર્મોનાથી જ દેવગતિ તો મળે છે પણ દેવો સ્વર્ગમાં મોજશોખમા પડી જવાથી નવાં પુણ્યનાં કર્મો બાધી શકતા નથી મનુષ્યભવમા આત્મા સુગુરુનો યોગ મળ્યે જ્ઞાન મેળવીને શુદ્ધ ધર્મ પાળી કર્મ ખપાવી શકે છે અને મોક્ષનો રસ્તો સાધી શકે છે આવો ઉત્તમ મનુષ્યભવ મળેલો છે તેને વેડફી ન નાખતાં આત્માનુ

કલ્યાણ કેમ સાધવુ તે દરેક મનુષ્યનુ કર્ત્તવ્ય હોવુ જોઇએ સાધુ ધર્મ તો અતિ ઉત્તમ છે જ પણ શ્રાવકધર્મ મારફતે પણ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્ત્તવાથી આત્માનુ કલ્યાણ સાધી શકાય છે

પરમાત્માનુ પૂજન, ગુરૂમહારાજની સેવા, શાસ્ત્રવાચન, સયમ તપ અને દાન એ ગૃહસ્થના છ કર્મો શાસ્ત્રમા બતાવેલા છે

### શ્રાવકધર્મના નિત્યકર્મ

દરેક જૈને પ્રાત કાળે નવકાર ગણીને ઊઠવુ જોઇએ નવકારથી અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુને નમસ્કાર કરાય છે નવકાર સર્વ મત્રોમા મહામત્ર ગણાય છે તે પછી શુદ્ધ થઈ ચોકખા કપડા પહેરી સવારનુ પ્રતિક્રમણ કરવુ પ્રતિક્રમણમા રાત્રે જાણ્યે અજાણ્યે થયેના પાપનુ પ્રાયશ્ચિત કરવાનુ હોય છે મન, વચન અને કાયાથી થયેના દોષો માટે પશ્ચાત્તાપ કરવાનો હોય છે પ્રતિક્રમણમા ઓછામા ઓછુ બે ઘડી એટલે ૪૮ મિનિટ સુધી બેસવુ જોઇએ તે બતાવેલી વિધિપૂર્વક કરવાનુ હોય છે રાત્રિના દોષો માટે રાઇ-રાત્રિ પ્રતિક્રમણ સવારે અને દિવસના લાગેના દોષો માટે દેવસિ પ્રતિક્રમણ સાજે કરવાનુ હોય છે

પ્રતિક્રમણ પછી સ્નાન કરી, શુદ્ધ વસ્ત્રો પહેરી ભગવાનની પૂજા અને ચૈત્યવદન વિધિપૂર્વક કરવુ જોઇએ અને તે પછી સાધુનો યોગ હોય તો ઉપાશ્રયે જઈ ધર્મશ્રવણ કરવુ જોઇએ તેમજ સાધુ-સાધ્વીની ભક્તિ એટલે તેમને આહાર-પાણી વહોરાવવા તેમજ વસ્ત્ર-પાત્રાદિ સાધુ જીવનને ઉપયોગી સાધનો પોતાની શક્તિ મુજબ આપવા જોઇએ

સાધુ જીવન અતિ ઉત્તમ છે પણ તે પાળી ન શકાય તો ગૃહસ્થ ધર્મમાં બતાવેલ બે ઘડીનુ ચારિત્ર સામાયિક દ્વારા પાળવુ જોઇએ સામાયિક એટલે ૪૮ મિનિટ એક આસને બેસીને સ્વાધ્યાય કરવો એ સમયમા તમામ સાસારિક પાપ વ્યાપારનો ત્યાગ કરવાનો હોય છે

શ્રાવક 'પૌષધ દ્વારા ઓછામા ઓછો રાત દિવસનો કે માત્ર દિવસનો કે માત્ર રાત્રિનો સાધુ ધર્મ પાળી શકે છે તે માટે સાધુનો યોગ હોય તો ત્યા ઉપાશ્રયે જઈને જે સમય માટે સાધુધર્મ લેવો હોય તે સમય પૂરતો શ્રાવકો વિધિપૂર્વક પૌષધ લઈ શકે છે

પૌષધ અને સામાયિક દ્વારા શ્રાવક સાધુધર્મનો અભ્યાસ કેળવી શકે છે અને છેવટે યોગ મળ્યે ચારિત્ર લઈ મોક્ષની સાધના કરી શકે છે કારણ કે ચારિત્રદ્વારા કર્મ ખપાવવાની વધુ અનુકૂળતા મળે છે

સૂક્ષ્મમાં સૂક્ષ્મ અહિંસા પાળી શકાય એ માટે જૈન શાસ્ત્રોમા અનેક પ્રકારની ક્રિયાવિધિ કરતાં કાળજી રાખવા તરફ ભાર મૂકયો છે કેટલા નિયમોનો જીવહિંસામાથી બચવા સાથે જ મનુષ્યની તદુરસ્તી જાળવા તેનો પણ મેળ સાધ્યો છે જેમ ઉકાળેલુ પાણી પીવુ, રાત્રિભોજન ન કરવુ એટલે સૂર્યોદય પહેલાં કે સૂર્યાસ્ત પછી ન ખાવુ, કદમૂળ, મધ માખણ, મદ્યડાં વગેરે અભક્ષ્ય પદાર્થો ન ખાવા

બાહ્ય અને આતર તપના પ્રકારો બતાવતા ખાસ કરીને મોટ તિથિઓમાં બે ચૌદશ બે આઠમ, અને સુદ પાચમ એમ પાંચ તિથિએ કોઈ અગિયાર તિથિએ કઇક વ્રત પચ્ચકખાણ કરવાનુ વિધાન કર્યુ છે તેમા મુખ્યત્વે બે ટક ખાવુ એક ટક ખાવુ, આયંબિલ એટલે નીરસ ભોજન ( ઘી દહીં, દૂધ, તેલ ગોળ વગેરે ચીજો વિનાનુ) કરવાનુ અથવા ઉપવાસ એટલે સળગ ૩૬ કલાક સુધી દિવસે જ માત્ર ગરમ પાણી સિવાય કઇ જ ખોરાક ન લેવો—વગેરે કરવાનુ જણાવેલ છે કેટલાક તો ઉપવાસમા પાણી પણ લેતા નથી તેને 'ચઉવિહાર ઉપવાસ કહે છે

જૈનશાસ્ત્રોમા દાનમહિમા ખૂબ વર્ણવ્યો છે અને તે માટે અનેક રસ્તાઓ પણ બતાવેલા છે છતા સુપાત્ર દાનમા સાત ક્ષેત્રોમાં દેવાનુ ન મહત્વનુ ગણાય છે

પશુ, પક્ષી અને જીવજંતુ પ્રત્યે દયા રાખવી એ મનુષ્ય માત્રનો ધર્મ છે, છતાં જૈનોએ દયાવૃત્તિ ઉપર ખૂબ લક્ષ આપ્યુ છે અને એના પરિણામે અશક્ત, માંદા, લૂલા, પાંગળા, તેમજ વૃદ્ધ જનાવરો તથા પક્ષીઓને પાળના-પોષવા તેમજ તેમની માવજત કરવા માટે જૈનોએ પાંજરાપોળ નામની સંસ્થાઓ ગામે ગામ ખોલી છે આ સંસ્થાઓને નિભાવવા માટે વાર્ષિક લાખો રૂપીયાનો ખરચ થાય છે

જૈન નામધારી ગમે તેના માણસમા ઉપરના ગુણો ઓછા-વત્તા પ્રમાણમાં અવશ્ય હોવા જોઇએ, પણ ગૃહસ્થવ્રત માટે બાર વ્રતો લેવાનુ જૈન શાસ્ત્રમા જણાવેલુ છે તે બાર વ્રતોની હકીકત આ પુસ્તકના ઉત્તરાર્ધમા આપવામા આવી છે

# જૈનો અને મૂર્તિપૂજા

## ( ૭ )

જૈનોની માન્યતા પ્રમાણે મોક્ષ આત્મશુદ્ધિથી મળે છે અને આત્મશુદ્ધિના પ્રથમ પગથિયા તરીકે જિનેશ્વર-તીર્થંકરની પૂજા અને જિનવાણીનું શ્રવણ એ બે મુખ્ય રસ્તા શાસ્ત્રોમાં બતાવ્યા છે જિનવાણીનું શ્રવણ કરવા-કરાવવા માટે સાહિત્ય રચાયું અને જિનપૂજા માટે પ્રતિમાઓ-મૂર્તિઓ બનાવવામાં આવી છે જો કે મૂર્તિઓ અને મંદિરો પુણ્યકામનાથી બનાવાયા પણ મૂર્તિપૂજાને લીધે જૈનોએ સ્થાપત્ય કળાનો વિકાસ કર્યો હિંદની સ્થાપત્યકળાની સમૃદ્ધિને ઉજ્જવળ બનાવવા જૈનોએ અઢળક ધન ખરચ્યું છે અને આશ્ચર્યજનક ઉન્નતિ સાધી છે

મંદિરો સિવાય મૂર્તિઓ પધરાવવા માટે પહાડો કોતરી તેમાં ગુફાઓ પણ બનાવેલી છે અને હિંદમાં કેટલેક સ્થળે અત્યારે બૌદ્ધોની માફક જૈનોની ગુફાઓ પણ સાથોસાથ હોય છે જૈનોએ બનાવેલી ગુફાઓમાં કટક પાસે આવેલી ખારવેલની હાથી ગુફાઓ, મથુરાની નજીક આવેલી ગુફાઓ અને ગિરનારની ગુફા, તે સિવાય હૈદ્રાબાદ ઔરંગાબાદ નજીકની ઇલુરાની ગુફાઓ નાસિક તેમજ બીજાપુર જીલ્લામાં આવેલી બાદામીની બહુ પ્રાચીન ગુફાઓ આજે પણ ખંડેર સ્વરૂપે જોવા મળે છે

**જૈનોમાં મૂર્તિપૂજા બહુ પ્રાચીન સમયથી છે —**

ઐતિહાસિક દૃષ્ટિએ ઈ સ પૂ ૧૫૫ વર્ષમાં અત્યારે ઓરિસા તરીકે ઓળખાતા કલિંગ દેશમાં ખારવેલ નામે રાજા થઈ ગયો એ અગાઉ

કહેવાઈ ગયુ છે તેના સમય પહેલાથી મૂર્તિઓ બનતી હતી તેવા ઉલ્લેખો કટક પાસે હાથી ગુફામાથી મળેલા શિલાલેખોમા આવે છે વળી એ જ અરસામા મથુરામા જૈન મદિર હતુ એવી વિગત શિલાલેખોથી જાણવા મળે છે અત્યારે જૂનામા જૂની પ્રતિમા સપ્રતિ રાજાના સમયની એટલે બે હજાર વર્ષની મળી આવે છે

પૂજા ચોવીશ તીર્થંકરોની કરવામા આવે છે આ તીર્થંકરોની મૂર્તિઓ સામાન્યત બુદ્ધની મૂર્તિની માફક પલાઠી વાળેલા આકારની શાત અને ધ્યાનમગ્ન અવસ્થામા હોય છે તેમને જોતા નિર્વિકાર એટલે નિર્મોહ ભાવ દર્શાવતી તે આપણને લાગે છે કેટલીક પ્રતિમાઓ કાઉસગ્ગ ધ્યાને ઉભેલી પણ બનાવવામા આવે છે

પ્રતિમાઓ સામાન્ય રીતે સારા આરસ પહાણની કે સફેદ–રગીન આરસની બનાવેલી હોય છે કેટલીક પ્રતિમાઓ સોના, ચાદી, પિત્તળ અથવા પાચ ધાતુઓની મિશ્રિત પચ ધાતુની હોય છે અને કેટલીક ઝવેરાતના પત્થરો જેવા કે પન્ના અને સ્ફટિકની પણ બનાવવામા આવે છે સૌથી મોટી પ્રતિમા શ્રમણ બેલગોલામા ૪૦૦ ફીટ ઊચા ખડક પર ૫૬ાા ફીટ ઊચી શિલામાંથી કોતરી કાઢેલી છે આ મૂર્તિ દિગમ્બરીય ગોમ્મટેશ્વરની મૂર્તિ કહેવાય છે અને નાનામા નાની મૂર્તિઓ એક બે ઇંચની પણ બનેલી હોય છે

કારકલમા ઇ સ ૧૪૩૨ મા વીર પાડ્ય રાજાએ ૪૧ ફીટ ઊચી તથા ઇ સ ૧૬૦૪ મા ચામુડરાયે વેનુરમા ( દક્ષિણ કાનડા ) ૩૭ ફીટ ઊચી પ્રતિમાઓ બનાવેલી છે

જ્યા જ્યા જૈનોની વસ્તી હોય છે ત્યા તેઓ પ્રભુપૂજા નિમિત્તે મદિરો એટલે દેવાલયો બનાવે છે, અને તેમા મૂર્તિ પધરાવી પૂજા–અર્ચા કરે છે

તીર્થંકરો જ્યા જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન કે નિર્વાણ પામ્યા હોય તે સ્થાનોને જૈનો તીર્થસ્થાન તરીકે ઓળખે છે વળી જ્યા ઘણા મદિરો

હોય અથવા મંદિર કે મૂર્તિ માટે બની ગએલા આશ્ચર્યકારક બનાવાળા સ્થળો પણ તીર્થ બની જાય છે

જૈનોના તીર્થોની સંખ્યા ઘણી છે, અને ઘણુંભાગ પ્રખ્યાત મંદિરો તો પર્વત ઉપર જ છે મોટે ભાગે તીર્થંકરો અને સાધુઓ ગિરિ ગુફામાં ધ્યાન કરવા રહેતા અને ત્યાં નિર્વાણ પામતા તેથી તેમના સ્મારક રૂપે ત્યાં ભવ્યો મંદિરો બંધાવતા કેટલાક અસલના સમયના મોટા શહેરો કે જે અત્યારે નાશ પામેલાં છે કે ખંડિયેર હાલતમાં મળે છે ત્યાં પણ આજે મંદિરો મોજુદ છે

ભાવથી કરેલી તીર્થયાત્રા અને પ્રભુભક્તિ કર્મનો ક્ષય કરે છે એવી જૈનોની માન્યતા છે અગાઉના જમાનામાં જ્યારે ચાલુ જમાના માફક વાહનોની સગવડ નહોતી ત્યારે એકલાથી દૂર દૂરના તીર્થોની યાત્રા મુશ્કેલ બનતી તેમજ સાધારણ મનુષ્યને તો એ ખર્ચાળ હોવાથી આ સગવડો પૂરી પાડવા ધનાઢ્યો તીર્થયાત્રા નિમિત્તે સંઘ કાઢતા સંઘ કાઢનાર સંઘવી યાત્રા માટે સાથે આવનારાઓનો ખાવા-પીવા કે આવવા-જવાનો પ્રબંધ કરે છે અને સંઘમાં આવનાર મનુષ્યોની સારસંભાળ લે છે સંઘ કાઢવો એ એક મોટામાં મોટું પુણ્યનું કાર્ય ગણાય છે આ જાતના સંઘો ખાસ કરીને શત્રુંજય ગિરનાર, સમેતશિખર કેસરિયાજી વગેરે મોટા ગણાતા તીર્થોની યાત્રા નિમિત્તે કાઢવામાં આવતા

ઓછો ખર્ચ કરવાની ભાવના રાખનાર સંઘવી નજીકના તીર્થોના સંઘ કાઢતા અત્યારે વાહનોની સગવડ સુલભ હોવાથી રેલગાડી મારફત કે પુરાણી રૂઢિ મુજબ છ રી પાળતા-ચાલતાં પણ કેટલાક સંઘો તીર્થયાત્રા માટે નીકળે છે

તીર્થો તથા મંદિરોની વ્યવસ્થા અને સંભાળ દરેક ગામનો સંઘ કરે છે અથવા તો શહેરના જે લત્તામાં મંદિર આવ્યું હોય તે લત્તા વાળા કરે છે એટલે તેની સંભાળ વગેરેના તમામ હક્ક સંઘને જ

રહે છે જૈનોનાં કેટલાક મોટા તીર્થોની મભાળ જૈનોની પ્રતિનિધિત્વ ધરાવતી એક સસ્થા જે આણદજી કલ્યાણજીના નામે ચાલે છે તે રાખે છે નાના તીર્થોની મભાળ આજુબાજુના શહેરના સઘો રાખે છે

મદિરોમા સ્વચ્છતા રાખવા અને શાત વાતાવરણ ઊભુ કરવાની જૈનોએ ઘણી સભાળ રાખી છે કોઈ પણ રીતે મદિર કે મૂર્તિને અસ્વચ્છ કરવી તેને આશાતના કરી કહેવાય છે અને આશાતના કરવી એ પાપ ગણાય છે આ કારણથી જૈનોના મદિરો હિદુઓના અન્ય મદિરો કરતા ઘણા જ સ્વચ્છ હોય છે

મૂર્તિને દરરોજ સવારે દૂધનો પખાળ કરી ચોકખા પાણીથી નવરાવવામા આવે છે, અને ત્રણ કપડાથી (જેને અગલૂછણા કહેવામા આવે છે) લૂછી નાખી ચદન, બરાસ અને કેસરથી પૂજા કરવામા આવે છે પૂજા કરી ભગવાનની મૂર્તિ ઉપર જાતજાતના સુવાસિત ફૂલો ચડાવવામા આવે છે, આ સિવાય સ્વચ્છતા માટે અગર વગેરેનો ધૂપ કરવામા આવે છે, અને ઘીના દીવા કરવામા આવે છે આ રીતે મદિરનુ વાતાવરણ સ્વચ્છ અને સુગધીમય બની રહે છે સુગધીમય વાતાવરણ ભગવાનની ભક્તિ કરતાં આત્માને અનેરી શાતિ આપે છે, અને તલ્લીન બનાવી દે છે ગદા કપડા પહેરનાર અથવા અસ્વચ્છ શરીરવાળાને મદિરમા જવાની મનાઈ હોય છે, પૂજા કરનાર શ્રાવક પોતે સ્નાન કર્યા પછી જ પૂજા કરી શકે છે

ઉપરની રીતથી કરેલી પૂજા 'દ્રવ્ય પૂજા' કહેવાય છે, દ્રવ્ય પૂજા કર્યા પછી 'ભાવ પૂજા' કરવામા આવે છે ભાવ પૂજામા ચૈત્યવદન સ્તવન કે ધ્યાન કરવામા આવે છે, તેમજ સ્નાત્ર-પૂજા વગેરે ભણાવાય છે ચૈત્યવદન, સ્તવન તેમજ ભણાવાતી પૂજામા ભિન્ન ભિન્ન પ્રકારની રાગ-રાગણીઓ હોવાથી સગીતની એકતાનતાનો આહ્‌લાદ પણ અનુભવાય છે

સામાન્ય રીતે કોઈ રાજા-મહારાજા જેવા મોટા માણસ-પાસે જતા

ખાલી હાથે જવુ અપમાનસૂચક ગણાતુ, તેથી કઇ ને કઇ ભેટલુ સાથે લઇ જવામા આવતુ એવો અસલથી રિવાજ ચાલ્યો આવે છે ત્યારે ભગવાન પાસે જતા તો ખાલી હાથે ન જ જવુ જોઇએ એ દૃષ્ટિએ ચાવલો નાણુ બ દામ કે છેવટે ચોખા પણ સાથે લઈ જઇ ભડાર ઉપર મૂકે છે, વળી સારા-નરસા અવસરે પણ નાણાની ભેટ મ દિરમા ધરે છે, આ ભેટ માત્ર આપનારની ત્યાગ દૃષ્ટિએ જ મૂકાય છે, મ દિરમા થતી ઉપજ દેવદ્રવ્ય કહેવાય છે, જેનો ઉપયોગ જૈનોન પોતાના માટે કરી શકાતો નથી દેવદ્રવ્યનો ઉપયોગ કોઇ પણ રીતે અગત કામ માટે ન થાય તેની બહુ જ સભાળ જૈનો રાખે છે, કેમકે દેવદ્રવ્ય વાપરનાર કે ખાનાર પણ પાપનો ભાગીદાર ગણાય છે દેવદ્રવ્યના નામે થતી ઉપજ મ દિરની મરામત જીર્ણોદ્ધાર અને નવા મ દિરો બનાવવામા વપરાય છે એક મદિરનુ કે તીર્થનુ વધારાનુ દ્રવ્ય અન્ય તીર્થ કે મ દિરમા વાપરી શકાય છે

પૂજા સિવાય સવારે દર્શન માટે અને સાંજે આરતી કરવા માટે ઘણાકો મદિરે જાય છે

જૈનો પોતાની કમાણીનો મોટો ભાગ હજારો કે લાખોની રકમો મ દિરો કે મૂર્તિઓ બનાવવામા ખર્ચે છે હિંદુસ્તાનની સ્થાપત્ય કળાને આ રીતે સમૃદ્ધ બનાવવાની સાથેસાથ જ તેમણે એવા દાનદ્વારા આત્મકલ્યાણની ભાવના જાગૃત રાખી છે

જૈનોના બે મોટા ફિરકાઓ શ્વેતાંબર અને દિગબરનો ઘણો ભાગ મૂર્તિપૂજક છે જો કે શ્વેતાબર અને દિગબર બંનેની પૂજા કરવાની રીતમા થોડો ફેર છે

શ્વેતાબર પથમા સ્થાનકવાસી નામે એક ત્રીજો ફિરકો છે આ પથના મુખ્ય સ્થાપક લોકાશાહ લહિયાએ સોળમી શતાબ્દિમા તેની સ્થાપના કરી હતી, બીજા તેરાપથ ફિરકાની સ્થાપના ભીખમજી સ્વામીએ અઢારમા સૈકામાં કરી આ બને ફિરકાઓ મૂર્તિપૂજામા માનતા નથી, વસ્તુત મૂર્તિપૂજાનો વિરોધ ઇસ્લામની અસરને આભારી છે

## તીર્થો અને કળા—

### શત્રુંજય

શત્રુંજય તીર્થ જૈનોના સર્વ તીર્થો કરતા મોટુ અને વધુમા વધુ પવિત્ર ગણાય છે ભાવથી કરેલી શત્રુંજયની યાત્રા કરોડો વર્ષોના કર્મો ખપાવી શકે છે તેથી જેણે શત્રુંજયની યાત્રા કરી નથી તેનો અવતાર એળે ગયો ગણાય છે આ તીર્થ ઉપર નેમિનાથ સિવાયના ત્રેવીસ તીર્થંકરો આવી ગયા હતા એવી માન્યતા છે, ભાગ્યે જ કોઇ જૈન એવો હશે જેણે શત્રુંજયની યાત્રા નહીં કરી હોય

શત્રુંજય ઉપર એટલા બધા મંદિરોનો સમૂહ છે કે તેને મંદિરોનુ નગર કહેવામા આવે છે નવ ટૂંકોમા આવેલા આ મંદિરોમા હજારોની સખ્યામા પ્રતિમાઓ છે, અને તેમની વિવિધતા કળાની દૃષ્ટિએ પણ ધ્યાન ખેંચે તેવી છે

જૈનો શત્રુંજયને શાશ્વત તીર્થ ગણે છે, અને આ અવસર્પિણીમા તેનો પ્રથમ ઉદ્ધાર ઋષભદેવના પુત્ર ભરતે બહુ પ્રાચીન કાળમા કર્યો હતો તે પછી બારમો ઉદ્ધાર સં ૧૦૮મા જાવડશાહે કર્યો તેરમો ઉદ્ધાર કુમારપાળના મંત્રી બાહડે કર્યો અને ચૌદમો ઉદ્ધાર સં ૧૫૮૭ મા કરમાશાહ મંત્રીએ કર્યો સમય સમય પર થતી રાજ્યક્રાંતિ અને વિધર્મીઓના આક્રમણથી તીર્થોનુ નુકશાન થયા કરતુ પણ તેને પાછુ સમરાવી દેવામા આવતુ અને નવી પ્રતિમાઓ કે મંદિરો પણ વધ્યે જતા

### ગિરનાર

શત્રુંજય નજીક જૂનાગઢ રાજ્યમા આવેલુ બીજુ તીર્થ ગિરનારનુ છે જ્યાથી બાવીશમા તીર્થંકર નેમિનાથ મોક્ષે ગયા હતા, ત્યા તેમના નામનુ મંદિર છે, ગિરનાર પર્વત પરનુ જૈન તીર્થ વાસ્તવમા અસ્ત... પ્રાચીન હોવાના અને ... પ્રાચીન ગ્રંથો ને શિલાલેખોમા

## સમેતશિખર

બિહારમા આવેલ પાર્શ્વનાથ હીલ ઉપર સમેતશિખરનુ તીર્થ આવેલુ છે ત્યા વીસ તીર્થ કરો નિર્વાણ પામેલા છે તેથી તે ઘણુ પવિત્ર ગણાય છે ત્યા શ્વેતાંબરો અને દિગબરો બંને હજારોની સખ્યામા યાત્રાએ જાય છે આ તીર્થ ઉપર પ્રતિમાઓવાળુ એક મોટુ મદિર છે જ્યારે જુદી જુદી ટેકરીઓ ઉપર નિર્વાણ પામેલા વીસ તીર્થ કરોની પાદુકાઓ–પગના ઓની વીસ દેરીઓ છે

## આબુ.

જૈનધર્માની સુદરતા દર્શાવનારા રાજપૂતાનામાં આવેલા આબુ પવત પરના જૈન મદિરો છે ઉજ્જ્વળ આરસની સુદરતા અને ભવ્યતા દર્શાવના આગ્રાના તાજમહેલની બરોબરી કરી શકે તેવા ભારતભરમા કોઈ મદિરો હોય તો તે આબુ પરનાં જૈન મદિરો છે એમ વિદેશીય અને ભારતીય વિદ્વાનોએ એક સ્વરે ઉચ્ચાર્યુ છે આ દેરાઓની આરસની કોરણીમા એટલી બધી બારીક ભાતો પાડેલી છે કે તેવી ભાતો કાગળ ઉપર ચીતરતા પણ મુશ્કેલી પડે સતરના તારથી ગૂથણી ગૂથીને જાત જાતની બારીક ભાત પાડેલા પડદા અને ટેબલ કલોથ જેવી રીતે બનાવવામા આવે છે તેવી જ રીતે આમા કોતરણી કરેલ છે કહેવાય છે કે આબુના મદિરોના કારીગરોને તેઓ જેટલો આરસ કોરી કાઢતા તેટલુ ભારોભાર સોનુ તેમને તોળીને આપવામા આવતુ હતુ

ગૂજરાતના સુપ્રસિદ્ધ રાજા ભીમદેવના સેનાધિપતિ વિમલ મત્રીએ સ ૧૦૮૦ મા વિમલવસહી નામનુ મદિર અને ઇ સ ૧૨૩૧ મા ધોળકાના વીરધવલ રાજાના મત્રીઓ વસ્તુપાલ અને તેજપાલ નામના બે ભાઇઓએ આ મદિરો લુણવસહિ નામે કરોડો રૂપિયાના ખર્ચે બધાવ્યાં છે આ બે મદિરો સિવાય દેલવાડામાં બીજા ત્રણ મદિરો છે, તેમાંનુ એક કારીગરોએ તેમને મળેલા પૈસાથી પોતાના ખરચે ઝીણવટ ભરી કારીગરીવાળુ બનાવેલ છે

તારંગા

ગૂજરાતમા આવેલા તારંગાના પહાડ ઉપર મહારાજા કુમારપાલે બધાવેલુ એક ભવ્ય મંદિર છે, જેના ઘુમ્મટમા એવુ લાકડુ વાપરેલુ છે કે જે લાકડુ સળગતુ નથી આ મંદિરની પ્રતિમા મનુષ્ય કરતા વધુ ઊંચી છે

કેશરિયાજી

ઉદેપુર રાજ્યમા આવેલ કેશરિયાજીનુ તીર્થ પ્રભાવશાળી ગણાય છે, જ્યા જૈનો સિવાય બીજા હિંદુઓ પણ યાત્રાર્થે આવે છે,

રાણકપુર

રજપૂતાનામા આવેલ રાણકપુરનુ મંદિર પણ સ્થાપત્યકળાનો અજબ નમૂનો છે આ મંદિર વિમાન ઘાટનુ અતિ સુદર છે, જેની અંદર ૧૪૪૪ થાભના છે અને ૮૪ ભોયરા છે

ભગવાન મહાવીર જે પ્રદેશમા વિચર્યા હતા તે રાજગૃહો તથા ક્ષત્રિયકુંડ, પાવાપુરી, ચંપાપુરીના તીર્થો બિહારમા છે

ગૂજરાતના બીજા તીર્થોમા રાણેશ્વર, મેત્રાણા, ચારૂપ ભોયણી, સેરિસા, પાનસર, ભીલડિયાજી માતર વગેરે તીર્થો છે અમદાવાદ શહેરમા ૩૫૦ મંદિરો તથા પાટણમા ૧૨૫ મંદિરો છે

દક્ષિણમા દિગંબરોના તીર્થો ઉપરાત શ્વેતાંબરોના અંતરિક્ષજી, કુલ્પાકજી વગેરે પણ તીર્થો છે

હિંદુસ્તાનમા દરેકે દરેક ઇલાકામા કાશ્મીરથી કન્યાકુમારી અને સિંધથી બંગાળ-બ્રહ્મદેશ સુધી લગભગ બધા જ મોટા શહેરોમા જૈન મંદિરો છે જેમા ઘણા દેવાના શિલ્પકળાના સરસ નમૂનાઓ જોવા મળે છે

મૈસુરના ગોમ્મટેશ્વરના મંદિર વિષે આગળ જણાવવામા આવેલ છે

## ભગવાન ઋષભદેવ અને ભ મહાવીર

## ( ૮ )

જૈનો જેને ઈશ્વર માને છે અને જેની મૂર્તિઓ બનાવી પૂજે છે તે ચોવીશ તીર્થંકરોના જીવન જૈન ગ્રંથોમા બહુ વિસ્તારથી આપવામા આ યા છે તેમાના ઋષભદેવ જે આ ચોવીશીમાં પહેલા તીર્થંકર થયા તેમનુ જીવન અતિ રમ્યમય અને જાણવા જેવુ છે આ બન્નેના જીવનો અહીં આપવામા આવે છે

ભ૦ ઋષભદેવ

આ અવસર્પિણી કાળમા જૈન ધર્મના પ્રથમ પ્રવર્તક ઋષભદેવનો જન્મ અયોધ્યામા અતિ પ્રાચીન કાળમા થયો તેમના પિતાનુ નામ નાભિ કુલકર અને માતાનુ નામ મરુદેવી હતુ દરેક તીર્થંકરોના જીવ માતાની કુક્ષિમા આવે ત્યારે તેમની માતા ચૌદ સ્વપ્ન જુએ છે તેમ મરુદેવી માતાએ પણ ચૌદ સ્વપ્નો જોયા

ઋષભદેવના જમાના સુધી સ્ત્રી પુરુષના યુગલો—જોડના સાથે જ જન્મ લેતા હતા અને યોગ્ય વયે પરિણીત બની સસાર ભોગવતા તેમજ સાથે જ મૃત્યુ પામતા આ જોડના યુગલિઆ ' કહેવાતા તેઓ કલ્પવૃક્ષના ફળો ખાતા અને આમોદ–પ્રમો મા જીવન વ્યતીત કરતા પ્રભુનો જન્મ પણ સુમગલા નામની કન્યા સાથે જ યુગલરૂપે જ થયો હતો

કાળના ફેરફાર સાથે યુગલ પ્રવૃત્તિમા પણ ફેર પડવા માડ્યો, તેના પરિણામે શરૂઆતમા એક યુગનિકમાથી પુરુષ–બાળક પર અચાનક તાડ-વૃક્ષનુ મોટુ ડાળખુ માથે પડવાથી તેનુ મૃત્યુ થયુ પુરુષ-બાળકના મરણ પામવાથી તેની સાથેનુ સ્ત્રી–બાળક, જેનુ નામ સુનદા હતુ તે એકલુ પડ્યુ તેને યુગલિયાઓ તેમના મુખી નાભિ કુલકર પાસે લઈ આવ્યા અને તેમના કહેવાથી ઋષભદેવે સુનદા સાથે લગ્ન કર્યા આમ ઋષભદેવને સુમગના અને સુનદા નામે બે પત્નીઓ થઇ

યુગલિક જમાનામા પ્રજા અસત સરળ હતી તેમનામા પહેલા કદી વિવાદ થતો નહિ, પણ કાળના પ્રભાવથી તેમનામા અપરાધો થવા લાગ્યા યુગલિયાઓએ એકઠા થઇ પ્રભુને અધિક જ્ઞાની જાણી પ્રભુની સલાહ લેવા ગયા પ્રભુએ કહ્યુ કે— લોકોમા જેઓ મર્યાદાનુ ઉલઘન કરે અને ગુનો કરે તેને શિક્ષા આપવા માટે ‘રાજા’ જોઇએ માટે તમે નાભિ કુલકર પાસે રાજાની માગણી કરો ’ તેમની માગણીથી નાભિ કુલકરે ઋષભદેવને રાજા થવા કહ્યુ અને તે પ્રમાણે ઋષભદેવ જગતના આદિ રાજા થયા તેમણે પ્રજાને બધબેસતુ રાજતત્ર ગોઠવી દીધુ

વિષમકાળ આવવાથી કલ્પવૃક્ષો ફળ આપતા બધ થઈ ગયા ત્યારે લોકો ચોખા વગેરે કાચુ અનાજ ખાતા હતા પણ કાચુ અનાજ કાળ જતો ગયો તેમ પચવા માડ્યુ નહિ આ અરસામા પહેલવહેલો અગ્નિ ઉત્પન્ન થયો એટલે પ્રભુએ સૌ પહેલા કુભારની કળા પ્રગટ કરી અને વાસણ બનાવરાવી, તેમા અનાજ રાખી, અગ્નિ ઉપર મૂકી યુગલિયાઓને અનાજ પકવતા શીખવ્યુ

આ પછી પ્રભુએ લુહારની, ચિતારાની, વણકરની અને હજામની એમ બીજી ચાર કળાઓ પ્રગટ કરી પાછળથી પ્રભુએ પુરુષો માટે બહોતેર અને સ્ત્રીઓ માટે ચોસઠ કળાઓ પ્રગટ કરી આ કળાઓના નામો શાસ્ત્રોમા આવે છે

પ્રભુને સો પુત્રો થયા, તેમને જુદા જુદા રાજ્યો સોંપી જગતના

જીવોના હિત માટે ધર્મ પ્રવર્તાવવા દીક્ષા લીધી એટલે સાધુવ્રત અંગીકાર કર્યું અને ત્યારથી તેઓ આદિ મુનિ કહેવાયા લાંબા કાળ સુધી સાધુ-ધર્મ પાળ્યા પછી પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું ત્યારપછી કેટલાયે વર્ષો બાદ ઋષભદેવ પ્રભુ અષ્ટાપદ પર્વત ઉપર નિર્વાણ પામ્યા અને મોક્ષે ગયા

જૈન ગ્રંથો ઋષભદેવના જમાનાને લાખો વર્ષો થઇ ગયા એમ જણાવે છે વળી તે વખતનું આયુષ્ય પણ હજારો વર્ષોનું હતું, અને મનુષ્યોની કાયાનું પ્રમાણ પણ ઘણું મોટું હતું

ઋષભદેવે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી હતી અને તેમણે પ્રવર્તાવેલા ધર્મમાં ચોરાશી હજાર સાધુઓ અને સાડાપાંચ લાખ શ્રાવિકાઓ હતી

ઋષભદેવના પુત્રોએ જુદા જુદા દેશોમાં રાજ્ય કર્યું તેમજ તેમના પ્રથમ પુત્ર ભરત બધા દેશો જીતી લઇ પ્રથમ ચક્રવર્તી રાજા થયા આ ઉપરથી એમ જણાય છે કે તે જમાનામાં ઋષભદેવે જેમ જેમ કળાઓ શીખવાડી તેમ તેમ પ્રજા બુદ્ધિશાળી સંસ્કારી અને સભ્ય બનતી જતી હતી આ રીતે સંસારને ઉપયોગી એવી કળાઓ અને આત્માને ઉપયોગી ધર્મ અને મોક્ષનો ઉપદેશ કરી વિશ્વના પ્રથમ ઉપકારી થયા

### ભ૦ મહાવીર

પ્રભુ મહાવીરનો જન્મ આજથી ૨૪૭૨ વર્ષ વિ સ પૂર્વે ૫૪૨ (ઇ સ પૂ. ૫૯૬) વર્ષે થયો હતો તેઓ આ કાળમાં થઈ ગયેલા ચોવીશ તીર્થંકરોમાં છેલ્લા તીર્થંકર છે અને ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથથી ૨૫૦ વર્ષ પછી જન્મ્યા હતા

પ્રભુ મહાવીરનો જન્મ એ સમયમાં થયો હતો કે જ્યારે આર્ય ધર્મના સાચા સ્વરૂપને બદલે માત્ર દેખાવ રહી ગયો હતો બ્રાહ્મણોએ વર્ણભેદ ઘણો વધારી મૂકયો હતો અને બધા ધાર્મિક, સામાજિક અને રાજકીય હક્કો તેમના હાથમાં જ હતા શૂદ્રોને તદ્દન નીચી પાયરીના

અને સ્ત્રીઓને કોઈપણ જાતના હક્ક વગરની કરી મૂકી હતી તે એટલે સુધી કે સ્ત્રીઓ શાસ્ત્રો ન ભણી શકે મોક્ષના દ્વાર તો તેમને માટે બંધ જ કરવામા આવ્યા હતા યજ્ઞથી દેવ પ્રસન્ન રહે છે, યજ્ઞ કરવાથી સ્વર્ગ મળે છે તેમ સમજાવી યજ્ઞના નામે અને ધર્મના નામે હિંસા ઘણી વધી ગઇ હતી બ્રાહ્મણ સિવાયના બીજા તુચ્છ ગણાવા લાગ્યા અને ધર્મને નામે અનેક ધતિંગો ચાલવા લાગ્યા આ જાતના ધર્મમય અત્યાચારોથી લોકો અકળાઇ ગયા હતા આ સમયે આ જાતની ધાર્મિક પ્રવૃત્તિનો પ્રતિકાર કરવા જ જાણે બે મહાન્ વ્યક્તિઓ ભગવાન્ મહાવીર અને ગૌતમ બુદ્ધનો જન્મ થયો

મહાવીરે પાર્શ્વનાથથી ચાલ્યા આવતા જૈનધર્મને નવુ જોર આપ્યુ અને બુદ્ધે નવો ધર્મ સ્થાપ્યો બંનેએ બ્રાહ્મણ ધર્મવિરુદ્ધ પોતપોતાના ધર્મનો ફેલાવો વધારવા માંડ્યો. ઘણા બુદ્ધિમાન્ બ્રાહ્મણો પણ પોતાના ધર્મથી કંટાળ્યા હતા અને તેમાના ઘણાખરા મહાવીર અને બુદ્ધના ઉપદેશથી પ્રભાવિત થઇ તેમના ધર્મમા ભળવા લાગ્યા

મહાવીરનુ જીવન અને વ્યક્તિત્વ જૈનોમા સૌથી વધારે જાણીતુ છે જૈનોના મુખ્ય તહેવાર પર્યુષણામા તેમનુ જીવન દર વર્ષે વાચવામા અને સાભળવામા આવે છે પર્યુષણામા વચાતા 'કલ્પસૂત્ર' નામના ગ્રથમા મહાવીરનુ જીવન વિસ્તારથી કહેવામા આવ્યુ છે આ ગ્રથ પર અનેક સસ્કૃત ટીકાઓ, સારસગ્રહ અને પ્રાચીન ગૂજરાતીના ટબાઓ છે પણ આધુનિક ગૂજરાતી, હિંદી, અગ્રેજી, જર્મન વગેરે ભાષાઓમા પણ તેના અનુવાદો અને વિવેચનો થયા છે મહાવીર વિષે બૌદ્ધ ગ્રથોમા પણ જ્યા ત્યા ઘણા ઉલ્લેખો આવે છે

ભગવાન મહાવીરનો જન્મ ક્ષત્રિયકુડ ગ્રામ નગરમાં થયો હતો તેમના પિતાનુ નામ સિદ્ધાર્થ રાજા અને માતાનુ નામ ત્રિશલા રાણી હતુ ભગવાન જ્યારે ત્રિશલા ક્ષત્રિયાણીના ગર્ભમાં આવ્યા ત્યારે તેમની માતાએ ચૌદ સ્વપ્નો જોયા હતા આ ચૌદ સ્વપ્નોનુ ફળ એ હતુ,

ત્રિશના રાણીને જે પુત્ર થશે તે ત્રણે લોકના નાયક ધર્મપ્રવર્તક જિન થશે આ ચૌદ સ્વપ્નનો મહિમા જૈનો ઘણી ખુશાલીથી અને ધામ ધૂમથી પ્રતિવર્ષ પર્યુષણાપર્વમા ઉજવે છે

ભગવાન ગર્ભમા આવ્યા ત્યારથી તેમના માતા–પિતાના ઘરમા ધન-ધાન્યાદિની વૃદ્ધિ થતી રહી તેથી તેમણે ભગવાનનુ નામ 'વર્ધમાન' રાખ્યુ ભગવાનનો જન્મ ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સાથે ચદ્રનો યોગ થયો ત્યારે ચૈત્ર શુદિ ૧૩ની મધ્યરાત્રે થયો હતો આ જન્મ સમયે નારકીના જીવો જેમને કાયમી દુખ જ હોય છે તેમને તે સમયે આનદનો અનુભવ થયો મહાવીરનો જન્મ મહોત્સવ બહુ ધામધૂમથી ઉજવવામા આવ્યો હતો આ જન્મમહોત્સવનુ વર્ણન બહુ જ વિસ્તારથી 'કલ્પસૂત્ર' મા કરવામા આવ્યુ છે

ભગવાન્ યૌવન અવસ્થા પામ્યા ત્યારે માતા-પિતાએ તેમને સમરવીર રાજાની યશોદા નામની કન્યા સાથે પરણાવ્યા તેમને પ્રિયદર્શના નામની એક પુત્રી થઇ, જેને પોતાના ભાણેજ જમાલી સાથે પરણાવી હતી.

પ્રભુ અઠ્ઠાવીશ વર્ષના થયા ત્યારે તેમના માતા–પિતા સ્વર્ગવાસી થયા માતા–પિતાની વિદ્યમાનતામા તેમને દુખ ન થાય એ આશયથી દીક્ષા ન લેવી એવી પ્રતિજ્ઞા લીધી હતી એ પ્રતિજ્ઞા પૂરી થઇ એટલે દીક્ષા લેવા માટે તેમના મોટાભાઇ નદિવર્ધન રાજાની અનુમતિ માગી, પણ નદિવર્ધનને માતા–પિતાના મૃત્યુનુ દુખ તાજુ હોવાથી બે વર્ષ વધુ સસારમા રહેવા આગ્રહ કર્યો જે તેમણે માન્ય રાખ્યો દીક્ષા લેવાને એક વર્ષ બાકી રહ્યુ ત્યારે પ્રભુએ દરરોજ દાન આપવા માડ્યુ

પ્રભુની ઉંમર ત્રીશ વર્ષની થઇ ત્યારે માગશર વદિ ૧૦ના દિવસે ક્ષત્રિયકુડપુર નજીકના ઉદ્યાનમા અશોક વૃક્ષની નીચે આવી વસ્ત્ર–આભૂષણોનો ત્યાગ કરી ફક્ત દેવતાઓએ આપેલુ 'દેવદૂષ્ય' નામનુ વસ્ત્ર ધારણ કરી દીક્ષા લીધી ત્યારે પ્રભુએ છઠ્ઠનુ એટલે બે ઉપવાસનુ તપ કર્યુ હતુ

દીક્ષા લીધા પછી પ્રભુ ગામે ગામ વિચરવા લાગ્યા, અને ઉગ્ર તપશ્ચર્યા પણ કરવા માંડ્યા આ સમય દરમ્યાન તેમને ઘણા ઉપ-સર્ગો–દુઃખો સહન કરવા પડ્યા એમાના કેટલાક ઉપસર્ગોનુ વર્ણન નીચે અપાય છે —

પ્રભુ વિહાર કરી કુમાર નામના ગામમા કાઉસગ્ગ ધ્યાને રહ્યા હતા તે વખતે એક ગોવાળિયો પ્રભુ પાસે પોતાના બળદ મૂકી પોતાને ઘેર ગાયો દોહવા ગયો બળદો ચરતા ચરતા દૂર જગલમા ચાલ્યા ગયા ગોવાળિયાએ પાછા ફરતા બળદો ન જોયા, તેથી પ્રભુને 'બળદો ક્યા છે?' એમ પૂછવા લાગ્યો પણ કાઉસગ્ગ ધ્યાનમા રહેલા પ્રભુએ એને કઇ જવાબ આપ્યો નહિ ગોવાળિયો આખી રાત બળ ની શોધમા ફર્યો, અને પ્રભુ પાસે પાછો આવ્યો બળદો પોતાની મેળે જ ફરતા ફરતા આવી ગયા બળદોને જોઇ ગોવાળિયાને પ્રભુ ઉપર ક્રોધ ચડ્યો તેને એ લાગ્યુ કે પ્રભુને ખબર હતી છતા તેણે કહ્યુ નહિ તેથી પ્રભુને મારવા ગયો ઇન્દ્રને ખબર પડતા ગોવાળિયાને અટકાવી દીધો અને ઉપસર્ગ દરમ્યાન પ્રભુની સેવામા રહેવા માગણી કરી પ્રભુએ કહ્યુ કે, 'તીર્થંકરો કોઇની મદદની અપેક્ષા રાખતા નથી' આ સાભળી શક્રેન્દ્ર ચાલ્યો ગયો, પણ પ્રભુને મરણાત ઉપસર્ગો આવે તો તે અટકાવવા માટે એક દેવતાને ત્યા મૂકતો ગયો

વિહાર દરમ્યાન એક દરિદ્ર સોમ નામનો બ્રાહ્મણ પ્રભુ પાસે આવી ધનની માગણી કરવા લાગ્યો પ્રભુ પાસે બીજુ કઇ હતુ નહિ માત્ર દેવદૂષ્ય હતુ તેનો અડધો ભાગ તેને આપી દીધો આગળ વિહાર કરતા બાકીનો અડધો ભાગ કાટામા ભરાઈ ગયો જે પ્રભુએ જવા દીધો, એટલે પેલો બ્રાહ્મણ જે પ્રભુની પાછળ પાછળ જઈ રહ્યો હતો તેણે બીજો અડધો ભાગ પણ લઈ લીધો આ રીતે પ્રભુએ આશરે એક વર્ષ સુધી વસ્ત્ર રાખ્યુ પછી તેઓ નિર્વસ્ત્ર વિહરવા લાગ્યા

પ્રભુએ દીક્ષા લીધા પછી બાર વર્ષ સુધી અનુકૂળ તેમજ પ્રતિકૂળ

ઉપસર્ગો સહન કર્યા આ ઉપસર્ગોમા શૂલપાણિ યક્ષનો ત્રાસદાયક ઉપદ્રવ સુ ષ્ટ્રે નાનમા નદી ઓળગવાની વખતે કરેલો ઉપદ્રવ, સગમ દેવના ઘો ઉપસર્ગો તેમજ પ્રભુના કાનમા ખીલા ઠોકી કરેલો ગોવાળિયાઓને ઉપસર્ગ મુખ્ય છે આ ઉપસર્ગોમા પ્રભુને આહાર ન મળવો, ટા તડકો મચ્છર આદિ બાવીશ ઉપસર્ગો ઉપરાત બીજા પણ ઉપદ્રવો સહન કરવા પડ્યા હતા

ગોશાળા નામે એક મખ જાતીય યુવક ભગવાનનો શિષ્ય બ યે હતો તેથી તે મખલિ ગોશાળક કહેવાતો, પણ મહાવીરનો ઉપદેશ તેના જીવનમા ઉતર્યો નહિ પ્રભુ જ્યા જાય ત્યા તેમની સાથે ફરતે અને ભૈક્ષિકપણે પોતાનુ ગુજરાન ચલાવતો પછી તો તે મહાવીરથી જુદો થઇને તેમનો પ્રતિસ્પર્ધી બન્યો અને પોતે પણ સર્વજ્ઞ હોવાનો દાવો કરવા લાગ્યો, તેણે પણ પોતાનો ' નિયતિવાદ ' નામનો સિદ્ધાત ચલાવ્યો જે આજીવકપથ નામે કહેવાય છે તેની કેટલીયે હકીકતો જૈન બૌદ્ધ સૂત્ર ગ્રથોમા આવે છે આ ગોશાલક તરફથી થયેલા અનેક ઉપદ્રવો પણ ભગવતને સહન કરવા પડ્યા હતા

ભગવાન કેવળજ્ઞાન પામ્યા તે પહેલા બાર વર્ષોમા જ્યા જ્યા વિહાર કર્યો તેમા તેઓ વર્ષા કાળના ચાર માસ એક સ્થળે રહેતા અને બાકીના આઠ માસ બરાબર વિહાર કર્યા કરતા તેમના વિહારનો પ્રદેશ મગધ દેશ હતો જેમા ચપાપુરી વૈશાલી વાણિજ્યગ્રામ, રાજગૃહી, નાલદા મિથિલા શ્રાવસ્તી, ભદ્રિકા, આલભિકા વગેરે નગરીઓ ઉપરાત વજ્રભૂમિ નામના અનાર્ય દેશનો પણ સમાવેશ થાય છે

ભગવાન મહાવીરે બાર વર્ષ સુધી ઉગ્ર તપશ્ચર્યા કરી હતી તે દર મ્યાન તેમણે એક વખત છ માસના ઉપવાસ એક વખત છ માસમા પાંચ દિવસ ઓછાનો ઉપવાસ નવ વખત ચાર માસના બે વખત ત્રણ માસના, બે વખત અઢી માસના, છ વખત બે માસના, બે વખત દોઢ માસના બાર વખત એક મહિનાના, બહોતેર વખત પદર દિવસના

બાર વખત ત્રણ દિવસના ( અઠ્ઠમ ) અને બસો ઓગણત્રીશ વખત બે ઉપવાસ( છઠ )ની તપશ્ચર્યાઓ કરી હતી આ તપશ્ચર્યાના સમયે તેઓ કાયોત્સર્ગ ધ્યાનમા રહેતા આ તપશ્ચર્યાના પ્રભાવે ભગવાનને કોઇના ઉપર રાગ કે દ્વેષનો ભાવ રહ્યો નહોતો તેમનામા બધા ઉપર સમદષ્ટિ કેળવાઈ ગઈ હતી, સુખ-દુ ખમા તેમને મન કઇ ભેદ રહ્યો નહોતો જીવન તથા મૃત્યુ વિશે તેમને કઇ જ આકાંક્ષા રહી નહોતી

આ પ્રમાણે તપશ્ચર્યા કરતા પ્રભુને દીક્ષા લીધાનુ તેરમુ વર્ષ ચાલતુ હતુ, ત્યારે વૈશાખ સુદિ દશમના દિવસે જભિક નગરની બહાર ઋજુ વાલુકા નામની નદીના કાંઠે શાલ નામના વૃક્ષની નીચે ધ્યાનસ્થ દશામા 'કેવળજ્ઞાન' ઉત્પન્ન થયુ કેવળજ્ઞાનના પ્રતાપે ભગવાન ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળની હકીકતો જાણી શકતા હતા તેમનાથી કોઇ ચીજ અજાણી રહેતી નહિ તેઓ નારકી, તિર્યંચ, મનુષ્ય અને યાવત્ દેવોની પણ વાત જાણી શકતા

કેવળજ્ઞાન થયા પછી જ પ્રભુએ વ્યવસ્થિત દેશના આપવા માડી અને ધર્મનો પ્રચાર કરવા માડ્યો એમના સમયે પાર્શ્વનાથનો ધર્મ લોકોમા પ્રચલિત હતો વિદ્વાન વર્ગ બ્રાહ્મણોમા હતો અને તેથી લોકો ઉપર તેમનો જ કાબૂ હતો આથી ભગવાને પોતાના જ્ઞાનથી એ બ્રાહ્મણોમાના મોટા વિદ્વાનોને આકર્ષી લીધા

એમની હકીકત એવી બની કે એક વખતે અપાપા નગરીમા સોમિલ નામના બ્રાહ્મણને ત્યા યજ્ઞ માટે દૂરદૂરથી અનેક બ્રાહ્મણ પડિતો આવ્યા હતા ભગવાન પણ એ જ સમયે એ નગરીમા હતા એ પડિતોમાના મુખ્ય ઇંદ્રભૂતિ કુતૂહલવશ ભગવાન પાસે પ્રશ્ન કરવા આવ્યા એ પછી ધીમે ધીમે અગિયાર મોટા પડિતો તેમની પાસે એ જ રીતે આવ્યા આ પડિતોને એવો અહકાર હતો કે તેમનાથી બીજો કોઇ મોટો વિદ્વાન દુનિયામા હોઇ શકે નહિ

આ અગિયારે પંડિતોને એક એક વિષયમાં શંકા હતી જેમકે-જીવ છે કે નહિ? કર્મ છે કે નહિ? શરીર એ જ આત્મા હશે કે શરીરથી ભિન્ન એવો કોઇ આત્મા હશે? વગેરે જાતજાતની શંકાઓ હતી. પણ ભગવાનને પૂછેલા પ્રશ્નોના જવાબથી તેઓ નિરુત્તર તો થયા પણ ગુણ આદી હોવાથી તે જ સમયે એક પછી એક આવેલા અગિયારે વિદ્વાનોએ ભગવાન પાસે દીક્ષા લઇ તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું અને એ પંડિતોને વિદ્યાર્થી સમૂહ પણ પંડિતોના શિષ્ય તરીકે જૈન ધર્મમાં દીક્ષિત થયો

એકંદરે તે વખતે અગિયાર ગણધરો સિવાય ચુમ્માલીસો જેટલાએ જૈન ધર્મની દીક્ષા ગ્રહણ કરી

આ અગિયાર ગણધરોએ ભગવાનની દેશના સાંભળી બાર અંગની રચના કરી તેમાંના અગિયાર અંગ તો આજે પણ મોજુદ છે જેનું વર્ણન આગળ કરી દેવામાં આવ્યું છે જો કે આજે જે બચેલું ધાર્મિક સાહિત્ય છે તે તો ગણધરોએ રચેલા શાસ્ત્રોનો બહુ નજીવો ઓછો ભાગ છે

પ્રભુએ દીક્ષા લીધા પછી બેતાલીશ ચોમાસા જુદા જુદા દેશોમાં કર્યાં છેલ્લુ ચોમાસું અપાપા નગરીમાં થયું જે આજે પાવાપુરીને નામે ઓળખાય છે પ્રભુ આ નગરીમાં આસો માસની અમાવાસ્યાની રાત્રિએ કાળધર્મ પામ્યા હતા ભગવાનનું નિર્વાણ ઇ સ પૂ. ૫૨૭ વર્ષ પહેલાં થયું હતું

પ્રભુના મુખ્ય શિષ્ય ગૌતમ ગણધરને પ્રભુ ઉપર ખૂબ મોહ હતો પ્રભુ નિર્વાણ પામ્યા તે દિવસે અગાઉથી પ્રભુએ એક બ્રાહ્મણ પંડિતને ગૌતમસ્વામીને પ્રતિબોધ કરવા મોકલ્યા હતા ગૌતમસ્વામી અન્યત્ર વિચરતા હતા ત્યાંથી પાછા આવ્યા ત્યારે પ્રભુનું નિર્વાણ સાંભળી તેમને ખૂબ આઘાત થયો પણ અંતે તેમને વિચાર થયો કે પ્રભુ તો વીતરાગ હતા મારે આટલો બધો રાગ શા માટે? બસ આ વિચારથી તેમનો મોહ દૂર થતાં કેવળજ્ઞાન પ્રકટ્યું જૈનો ભક્તિથી ગૌતમસ્વામીની પણ પૂજા કરે છે,

તેમનુ સ્થાન જૈનોએ ઘણુ ઊંચુ ગણેલુ છે, તેઓ કેવળજ્ઞાન પામ્યા પછી બાર વર્ષે મોક્ષે ગયા

ગૌતમસ્વામીએ તેમની પછી સુધર્માસ્વામીને સાધુઓના અગ્રસ્થાને સ્થાપિત કર્યા

ગૌતમસ્વામી જેમ મુખ્ય ગણધર સાધુ હતા તેમ સાધ્વીઓમા ચદનબાળા મુખ્ય હતી એકદરે ભગવાનના પરિવારમા ચૌદ હજાર સાધુ અને છત્રીશ હજાર સાધ્વીઓ હતી. તેમના શ્રાવકો અને શ્રાવિકાઓની સખ્યા તો અસખ્ય હતી

# જૈન ધર્મ દર્શન

## ( ઉત્તરાર્ધ )

### નવ તત્ત્વો

### ( ૧ )

' જગત્ શી વસ્તુ છે ? ' એનો વિચાર કરતા, તે માત્ર બે જ તત્ત્વરૂપ માલૂમ પડે છે—જડ અને ચેતન આ બે તત્ત્વો સિવાય સસારમા ત્રીજુ તત્ત્વ નથી અખડ બ્રહ્માડના સમગ્ર પદાર્થો આ બે તત્ત્વોમાં આવી જાય છે

જેમા ચૈતન્ય નથી—લાગણી નથી, તે જડ છે એથી વિપરીત—ચૈતન્યસ્વરૂપ આત્મા છે આત્મા, જીવ, ચેતન એ બધા એક અર્થને કહેનારા પર્યાય શબ્દો છે જ્ઞાનશક્તિ એ, આત્માનુ મુખ્ય લક્ષણ છે

જડ અને ચેતન અથવા જીવ અને અજીવ એ બે તત્ત્વોની વિશેષ વ્યાખ્યા કરવાની ખાતર એના જ પેટા ભાગના બીજા તત્ત્વો જૂદા પાડી સમજાવવા જૈન શાસ્ત્રકારોએ બહુ પ્રતિપાદન કર્યું છે એક દર નવ તત્ત્વો ઉપર જૈનદૃષ્ટિનો વિકાસ છે

૧ ' જિન ' શબ્દ ઉપરથી ' જૈન ' શબ્દ બનેલો છે ' જિન ' એ રાગ દ્વેષ આદિ સર્વ દોષોથી રહિત એવા પરમાત્માઓનુ સાધારણ નામ છે ' જીતવુ એ અર્થવાળા " જિ " ધાતુથી બનેલુ " જિન " નામ રાગ દ્વેષ આદિ સમગ્ર દોષોને જીતનાર એવા પરમાત્માઓને બરાબર લાગુ પડે છે અર્હન્, વીતરાગ પરમેષ્ઠી વગેરે ' જિન ' ના પર્યાય શબ્દો છે ' જિન ના ભક્તો ' જૈન કહેવાય છે જિનપ્રતિ

પાદિત ધર્મ જૈન ધર્મ કહેવાય છે જૈન ધર્મનો આર્હતશાસન, સ્યાદ્વાદદર્શન, અનેકાન્તવાદ, વીતરાગમાર્ગ એવા અનેક નામોથી વ્યવહાર કરવામા આવે છે

જેમનો, આત્મસાધનનો અભ્યાસ પરાકાષ્ઠા ઉપર પહોચતા, જે ભવમા ( જન્મમા ) કર્મક્ષય થવાના પરિણામે ચૈતન્યસ્વરૂપનો પૂર્ણ વિકાસ થયો છે, તેઓ તે ભવમા પરમાત્મા થયા કહેવાય છે આ પરમાત્માઓને જૈનશાસ્ત્રો બે વિભાગોમા સમજાવે છે પહેલા વિભાગમા 'તીર્થકરો' આવે છે, કે જેઓ જન્મથી [1]વિશિષ્ટ જ્ઞાનવાન્ અને અલૌકિક સૌભાગ્યસપન્ન હોય છે અનેક વિશેષતાઓ તીર્થકરોના સબન્ધમા જણાવી છે રાજ્ય નહિ પ્રાપ્ત થયા છતા પણ આગળ ઉપર રાજ્ય મળવાનુ હોવાથી રાજકુમાર જેમ રાજા કહેવાય છે, તેમ તીર્થકરો આ અવસ્થાથી કેવલજ્ઞાનધારી નહિ હોવા છતા અને અતએવ તેઓમા વાસ્તવિક તીર્થકરત્વ નહિ હોવા છતા પણ, તે જિન્દગીમા તીર્થકર થનાર હોવાથી 'તીર્થકર' કહેવાય છે એઓને જ્યારે કર્મઆવરણોનો ક્ષય થવાથી કેવલજ્ઞાન પ્રકટ થાય છે, ત્યારે તેઓ તીર્થની સ્થાપના કરે છે 'તીર્થ' શબ્દનો અર્થ–સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચતુર્વિધ સઘ છે તીર્થકરના ઉપદેશના આધારે તેઓના સાક્ષાત્ મુખ્ય શિષ્યો–જેઓ 'ગણધર' કહેવાય છે–શાસ્ત્રોની રચના કરે છે, જે બાર વિભાગોમાં વિભક્ત હોય છે એનુ નામ છે–'દ્વાદશાગી' દ્વાદશાગી એટલે બાર અગોનો સમૂહ 'અગ એ, તે પ્રત્યેક બાર વિભાગોનુ–સૂત્રોનુ પારિભાષિક નામ છે તીર્થ' ' શબ્દથી આ દ્વાદશાગી પણ લેવાય છે આવી રીતે તેઓ તીર્થના કરનાર હોવાથી તીર્થકર કહેવાય છે

ઉપર બતાવેલી વિશેષતાઓ વગરના કેવલજ્ઞાનધારી વીતરાગ પરમાત્માઓ, તીર્થકરોના વિભાગથી જૂદા પડે છે એઓને સામાન્યકેવલી કહેવામા આવે છે

---

૧. મતિ, શ્રુત અને અવધિજ્ઞાન

હિ દુ ધર્મશાસ્ત્રોમા ' કૃતયુગ ' આદિ ચાર યુગોથી કાળના વિભાગો પાડવામા આવ્યા છે તેમ જૈનશાસ્ત્રોમા કાળના વિભાગ તરીકે છ [1]આરા બતાવવામા આવ્યા છે તીર્થંકરો ત્રીજા–ચોથા આરામાં થાય છે જે તીર્થંકરો કે જે પરમાત્માઓ, આયુષ્ય પૂર્ણ થયે મોક્ષપદ ને પામે છે, તેઓ ફરીને સસારમા આવતા નથી એથી એ સમજવાનુ છે કે સસારમા જે જે આત્માઓ, તીર્થંકર બને છે, તે એક પરમાત્માના અવતારરૂપે નથી કિન્તુ સર્વ તીર્થંકરો જૂદા જૂદા જ આત્માઓ છે મુક્ત થયા પછી સસારમા અવતાર લેવાનુ જૈન સિદ્ધાતને સમ્મત નથી

નવ તત્ત્વો જૈનશાસ્ત્રોનો પ્રતિપાદ્ય વિષય છે એ ઉપર કહેવામા આવ્યુ છે તે નવ તત્ત્વો–જીવ અજીવ, પુણ્ય પાપ, આસ્રવ સવર, બધ, નિર્જરા અને મોક્ષ છે

## જીવ.

જીવ, બીજા પદાર્થો જેમ પ્રત્યક્ષ દેખાય છે, તેમ પ્રત્યક્ષ દેખાતો નથી પરતુ સ્વાનુભવપ્રમાણથી જાણી શકાય છે " હુ સુખી છુ, હુ દુખી છુ ' એવી લાગણી શરીર જડ છે માટે તેને હોઇ શકે નહિ. શરીરને આત્મા માનવામા આવે તો ' મડદુ કહેવાતા શરીરમા જ્ઞાનનો પ્રકાશ હોવાનુ કા ન બને ? ' મડદુ કહેવાતા શરીરને સજીવન આત્મા કા ન કહી શકાય ? અને અતએવ તેનો અગ્નિદાહ કેમ થઇ શકે ? પણ

1 જૈનશાસ્ત્રમા ઉત્સર્પિણી અને અવસર્પિણી એ નામના કાળના બે મોટા વિભાગો પાડ્યા છે આ ઉત્સર્પિણી અને અવસર્પિણીમા સખ્યા ન થઈ શકે એટલા વર્ષો પસાર થઈ જાય છે ઉત્સર્પિણી કાળ રૂપ રસ ગધ શરીર આયુષ્ય બળ આદિ વૈભવમા ક્રમશ. ચઢતો હોય છે જ્યારે અવસર્પિણીકાળ તે વૈભવમા પડતો હોય છે પ્રત્યેક ઉત્સર્પિણી અને અવસર્પિણીના છ વિભાગો પાડવામા આવ્યા છે એ પ્રત્યેક વિભાગને આરા (સર ત શબ્દ અર )કહેવામા આવે છ ઉત્સર્પિણીના છ આરા પૂરા થાય કે અવસર્પિણીના આરા શરૂ થાય છે વર્તમાનમા ભારતવર્ષ આદિ ક્ષેત્રોમા અવસર્પિણીનો પાચમો આરો ચાલે છે પાચમો આરો કહો કે કલિયુગ કહો એકજ વાત છ

વસ્તુસ્થિતિ એવી નથી જ્ઞાન ઇચ્છા વગેરે ગુણો મૃતક શરીરમા નહિ રહેવાથી એ સાબિત થાય છે કે તે ગુણોનો આધાર શરીર નથી, પણ બીજો છે અને એનુ નામ આત્મા છે શરીર, પૃથ્વી, જળ આદિ ભૂતસમૂહથી બનેલુ ભૌતિક છે, એટલે એ જડ છે અને જેમ ભૌતિક ઘટ, પટ વગેરે જડ પદાર્થોમા જ્ઞાન ઇચ્છા આદિ ધર્મોની સત્તા નથી, તેમ જડ શરીરમા પણ જ્ઞાન, ઇચ્છા આદિ ધર્મોની સત્તા હોઇ શકે નહિ

શરીરમા પાચ ઇંદ્રિયો છે, પરતુ તે ઇંદ્રિયોને સાધન બનાવનાર આત્મા, તે ઇંદ્રિયોથી જૂદો છે, કારણ કે ઇંદ્રિયો દ્વારા આત્મા રૂપ-રસ આદિનુ જ્ઞાન કરે છે, ચક્ષુથી રૂપ જુએ છે, જીભથી રસ ગ્રહણ કરે છે, નાકથી ગધ લે છે, કાનથી શબ્દ સાભળે છે અને ત્વચાથી (ચામડીથી) સ્પર્શ કરે છે દૃષ્ટાત તરીકે જેમ ચપ્પુથી કલમ બનાવાય છે, પણ ચપ્પુ અને બનાવનાર એ બે જૂદા છે, દાતરડાથી કપાય છે, પણ દાતરડુ અને કાપનાર એ બે જૂદા છે, દીવાથી જોવાય છે, પણ દીવો અને જોનાર એ બે જૂદા છે, તેવી રીતે ઇંદ્રિયોથી રૂપ રસ વગેરે ગ્રહણ કરાય છે, પણ ઇંદ્રિયો અને વિષયોને ગ્રહણ કરનાર એ જૂદા છે સાધકને સાધનની અપેક્ષા છે, પણ એથી સાધક અને સાધન એ બે એક હોઇ શકે નહિ ઇંદ્રિયો, આત્માને જ્ઞાન પ્રાપ્ત થવામા સાધનભૂત છે એથી સાધનભૂત ઇંદ્રિયો અને સાધક આત્મા, એ એક હોઇ શકે નહિ એ સિવાય એ પણ યાદ રાખવુ જોઇએ કે ઇંદ્રિયો એક નથી કિ તુ પાચ છે, એથી ઇંદ્રિયોને આત્મા માનવા જતા, એક શરીરમા પાચ આત્માઓ થઇ પડે, જે ઇચ્છવા જોગ નથી

બીજી રીતે જોઇએ તો, જે માણસની ચક્ષુ ચાલી ગઇ હોય છે, તેને પણ ચક્ષુની હયાતીમા પૂર્વે દેખેલા પદાર્થો યાદ આવે છે-સ્મૃતિમા ઉપસ્થિત થાય છે ઇંદ્રિયોને આત્મા માનીએ તો આ વાત નહિ બને ઇંદ્રિયોથી આત્માને અલાયદો માનીએ ત્યારે જ આ હકીકત બની શકે, કારણ કે ચક્ષુથી દેખાયલી વસ્તુઓનુ સ્મરણ, ચક્ષુના અભાવે, ન ચક્ષુથી થઈ શકે તેમ છે, ન બીજી ઇંદ્રિયોથી થઇ શકે તેમ છે બીજી ઇંદ્રિયોથી

સ્મરણ નહિ થવામા કારણ એ છે કે એક પુરુષે દેખેલી વસ્તુને જેમ બીજો માણસ સ્મરણ કરી શકતો નથી તેવી રીતે ચક્ષુથી દેખાયેલા પદાર્થોનુ, બીજી ઇંદ્રિયોથી સ્મરણ થઈ શકે નહિ એકને થયેલા અનુભવનુ બીજાને સ્મરણ થાય જ નહિ એ તદ્દન સુગમ હકીકત છે ત્યારે ચક્ષુથી દેખાયેલી વસ્તુઓને ચક્ષુના ચાલ્યા પછી સ્મરણ કરનાર જે શક્તિ છે, તે ચૈતન્યસ્વરૂપ આત્મા છે આત્માએ ચક્ષુદ્વારા જે વસ્તુઓ પૂર્વે પ્રત્યક્ષ કરી હતી, તે વસ્તુઓને ચક્ષુની ગેરહાજરીમા પણ પૂર્વ અનુભવથી સ્થાપિત થએલા સસ્કારનુ સ્ફુરણ થવાથી આત્મા સ્મરણ કરી શકે છે આવી રીતે અનુભવ અને સ્મરણના એક બીજાના ઘનિષ્ટ સબધને લીધે પણ સ્વતત્ર ચૈતન્યસ્વરૂપ આત્મા સિદ્ધ થાય છે

"હુ અમુક વસ્તુને જોઈને પછી અડ્યો" આવો અનુભવ દરેક મનુષ્યને થયા કરે છે આ અનુભવ ઉપર વિચારદૃષ્ટિ દેકવાથી ચોખ્ખી રીતે જણાઈ આવે છે કે—તે વસ્તુને જોનાર અને અડનાર જૂદા નથી, કિન્તુ એક જ છે એ એક કોણ ? તે ચક્ષુ હોઈ શકે નહિ, કારણ કે તેનુ કામ સ્પર્શ કરવાનુ નથી તેમજ તે, સ્પર્શન ઇંદ્રિય (ત્વચા) પણ કહી શકે નહિ કારણ કે તેનાથી જોવાનુ બનતુ નથી આ હકીકતથી એ નિ:શક સિદ્ધ થાય છે કે વસ્તુને જોનાર અને સ્પર્શ કરનાર જે એક છે તે, ઇંદ્રિયોથી જૂદો આત્મા છે

આત્મામા કાળો, ધોળો પીળો વગેરે કોઈ વર્ણ નથી એથી બીજી વસ્તુઓની જેમ તે પ્રત્યક્ષ થઈ શકતો નથી પ્રત્યક્ષ નહિ થવાથી તે વસ્તુ નથી, એમ માની શકાય નહિ, કેમકે પ્રત્યક્ષ પ્રમાણ સિવાય બીજા પ્રમાણો—અનુમાન આદિથી પણ વસ્તુસત્તા સ્વીકારાય છે જેમ કે પરમાણુઓ ચર્મચક્ષુથી દેખી શકતા નથી, પરમાણુ હોવાની ખાતરી માટે કોઈ પ્રત્યક્ષ પ્રમાણ નથી, છતા અનુમાન પ્રમાણથી દરેક વિદ્વાન્ તેનો સ્વીકાર કરે છે સ્થૂલ કાર્યની ઉત્પત્તિ માટે સૂક્ષ્મ—પરમ સૂક્ષ્મ અણુઓ હોવાની સાબિતી અનુમાન પ્રમાણ ઉપર ટકેલી છે આત્માના સબધમા પણ સમજવાનુ છે કે જગતની અદર કોઈ સુખી તો કોઈ દુ ખી, કોઈ

વિદ્વાન્ તો કોઇ મૂર્ખ, કોઈ રાજા તો કોઇ રક, કોઇ શેઠ તો કોઈ નોકર, આવી રીતની અનન્ત વિચિત્રતાઓ અનુભવાય છે આ વિનક્ષણતાઓ કારણુ વગર સભવે નહિ, એ અનુભવમા ઉતરી શકે તેમ છે હજાર પ્રયત્નો કરવા છતા બુદ્ધિમાન્ મનુષ્યને પણુ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થતી નથી, જ્યારે બીજા મનુષ્યને વગર પ્રયાસે અભીષ્ટ લાભ મળી જાય છે આવી અનેકાનેક ઘટનાઓ આપણી નજર આગળ દેખાતી રહે છે એક જ સ્ત્રીની કુક્ષિમાથી એક સાથે ઉત્પન્ન થયેલ જોડલામાના બન્ને પ્રાણીઓ સરખા ન નિવડતા તેમની જીવનચર્યા એક બીજાથી ઘણી જ તફાવતવાળી પસાર થાય છે તો આ બધી વિચિત્રતાઓનુ કારણુ શુ ? આ ઘટનાઓ અનિયમિત હોય, એમ બની શકે નહિ, કોઈ નિયામક-પ્રયોજક હોવો જોઇએ આ ઉપરથી તત્ત્વજ્ઞાની મહાત્માઓ કર્મની સત્તા સાબિત કરે છે, અને કર્મની સત્તાના આધારે આત્મા સ્વત સિદ્ધ થાય છે, કારણુ કે આત્માને સુખ-દુ ખ આપનાર કર્મસમૂહ આત્માની સાથે અનાદિ કાળથી સયુક્ત છે અને એને લઇ આત્માનુ સસારનુ પરિભ્રમણુ છે કર્મ અને આત્માની ખાત્રી થયેથી પરલોકની ખાતરી માટે કાઇ બાકી રહેતુ નથી જેવા શુભ યા અશુભ કાર્યો પ્રાણી કરે છે, તેવો પરલોક ( પુનર્જન્મ ) તેને પ્રાપ્ત થાય છે જેવી શુભ યા અશુભ ક્રિયા કરવામા આવે છે, તેવા પ્રકારની વાસના આત્મામા સ્થપાય છે આ વાસના શુ છે ? એક પ્રકારના વિચિત્ર પરમાણુસમૂહનો જથ્થો એને જ બીજા શબ્દમા ' કર્મ ' કહેવામા આવે છે, એટલે કર્મ, એક પ્રકારના પરમાણુઓના સમૂહરૂપ છે આવી રીતના નવા નવા કર્મો આત્માની સાથે જોડાતા રહે છે અને જૂનાં જૂના કર્મો ખરી પડે છે સારી યા ખરાબ ક્રિયાથી બધાતા સારા યા ખરાબ કર્મો પરલોક સુધી અરે ! અનેકાનેક જન્મો સુધી પણુ આત્માની સાથે, ફળ બતાવ્યા વગર સત્તામા સયુક્ત રહે છે, અને ફલવિપાકના ઉદય વખતે સારા યા માઠા ફળોનો અનુભવ આત્માને કરાવે છે ફલવિપાક ભોગવવાની અવધિ હોય, ત્યા સુધી આત્મા તે ફળ અનુભવે છે, ત્યાર પછી તે કર્મ આત્માથી ખસી જાય છે

ઉપર્યુક્ત યુક્તિ-પ્રમાણો દ્વારા અને "હુ સુખી, હુ દુ ખી' એવી શરીરમા નહિ, ઇંદ્રિયોમાં નહિ, કિન્તુ હ્રદયના ઊડા પ્રદેશમાં, અન્તરાત્મામા સુસ્પષ્ટ અનુભવાતી લાગણી જે પ્રત્યક્ષપ્રમાણરૂપ છે તેથી શરીર અને ઇંદ્રિયોથી અલગ સ્વતન્ત્ર આત્મતત્ત્વ સાબિત થાય છે

મસારમા જીવો અનન્ત છે

આ પ્રસગે એક પ્રશ્ન ઊભો થવાનો સભવ છે સસારવર્તી જીવરાશિમાથી જીવો કર્મક્ષય કરી મુક્તિમા ગયા છે, જાય છે અને જશે આવી રીતે પ્રતિક્ષણ મસારમાથી જીવોનો ઘટાડો રહે છે આ પ્રમાણે જીવો ખૂટવાથી ભવિષ્યમા કોઇ વખતે મસાર જીવોથી ખાલી કા ન થાય?

પરન્તુ સૂક્ષ્મદૃષ્ટિએ વિચાર કરતા પહેલા એ ધ્યાનમા લેવુ જોઇએ કે-મસાર, જીવોથી ખાલી થાય એ વાત કોઇ શાસ્ત્રને સમ્મત નથી તેમ જ એ વાત આપણી વિચારદૃષ્ટિમા પણ નથી ઉતરતી બીજી તરફ મુક્તિમાથી જીવો સસારમા પાછા ફરે, એ વાત પણ માની શકાય તેમ નથી, કારણ કે મોક્ષ સર્વે કર્મોનો પૂર્ણ વિનાશ થવાથી મેળવાય છે એમ સહુ કોઇ માને છે એટલે સસારમા જન્મ લેવામા સાધનભૂત કર્મસબન્ધ કોઈ પણ પ્રકારનો જ્યારે મુક્ત જીવોને નથી તો પછી તેઓ મસારમા પાછા કેમ આવી શકે? (મોક્ષમાથી પાછા ફરવાનુ માનવામા મોક્ષની મહત્તા ઉડી જાય છે જ્યાથી ફરી અધ પાત થવાનો પ્રસગ આવે, તે મોક્ષ કહેવાય જ નહિ આ ઉપરથી એ ધ્યાનમા રાખવાનુ પ્રાપ્ત થાય છે કે સસાર, જીવોથી શૂન્ય થતો નથી, એ અને મુક્તિમાથી જીવો પાછા ફરતા નથી એ બન્ને સિદ્ધાન્તોને બાધ ન આવે એવા રસ્તે પ્રસ્તુત પ્રશ્નનુ સમાધાન થવુ જોઈએ જેટલા જીવો મુક્તિમા જાય છે, તેટલા જીવો સસારમાથી બરાબર ઓછા થાય છે છતા જીવરાશિ અનન્ત હોવાથી બ્રહ્માડ જીવોથી ખાલી થઇ શકે નહિ સસારવર્તી જીવરાશિમા નવા જીવોનો ઉમેરો બિલકુલ ન હોવા છતા અને સસારમાથી નિરતર જીવોનો ઘટાડો થતો રહેવા છતા પણ ભવિષ્યમા કોઇ કાલે જીવોનો અત ન આવે એટલા અનન્ત જીવો સમજવા

જોઇએ ઉપર પ્રમાણેની 'અનન્ત' શબ્દની વ્યાખ્યા જોતા ચાલુ શકા રહેતી નથી સૂક્ષ્મ વખતને જૈનશાસ્ત્રોમા 'સમય' કહે છે 'સમય' એટલે સૂક્ષ્મ વખત છે કે તે સમયો એક સેકન્ડમા કેટના પસાર થાય છે, તે આપણાથી જાણી શકાય તેમ નથી એવા અનન્ત સમયો આખા ભૂતકાલના, વર્તમાનકાલનો ચાલુ એક સમય અને ભવિષ્યકાનના અન ત મમયો—એ ત્રણેનો સરવાળો થતા જેટલા અનન્તાનન્ત સમયો થાય તેનાથી પણ જીવો અનન્તગુણા અનન્ત છે આ ઉપરથી જોઈ શકાય છે કે—અન ત ભવિષ્યકાને પણ જીવરાશિની પણ સમાપ્તિ થઇ શકે નહિ જેટલા જેટલા દિવસો અને વર્ષો પસાર થતા જાય છે, એટલો એટલો ભવિષ્યકાલમાથી ઘટાડો થતો જાય છે, પ્રતિક્ષણુ ભવિષ્યકાળમાથી ઘટાડો થતો રહે છે, એ સમજી શકાય તેમ છે આમ હોવા છતા પણુ ભવિષ્ય કાલનો અ ત આવે ભવિષ્યકાનના દિવસોનો અ ત આવે, બીજા શબ્દો-મા—ભવિષ્યકાન તદ્દન ખનાસ થાય, એવી ક પના કોઇને પણ ઊભી થઇ શકની નથી તો આવી રીતના અનન્ત ભવિષ્યકાલના અનન્ત સમયો કરતા પણુ જ્યારે સસારી જીવો અનન્તાનન્ત છે, તો—તેમાથી ક્ષણે ક્ષણે જીવો નિકળવા છતા પણ—તેનો અ ત આવે, એ કલ્પના કેમ ઊભી થઇ શકે ? ક્ષણે ક્ષણે સ સારમાથી જીવો નીકળવા છતા પણુ અનન્ત ભવિષ્ય કાલે અન્ત આવે નહિ—છેડો આવે નહિ, એટલા અનન્ત સમારી જીવો સમજાયા પછી પ્રસ્તુત શ કા રહેશે નહિ

## જીવના વિભાગ.

સામાન્ય રીતે જીવના બે ભેદો પડે છે—સસારી જીવો અને મુક્ત જીવો મસારમા ભ્રમણ કરતા જીવો 'સસારી' કહેવાય છે 'સમાર' શબ્દ 'सम्' ઉપસર્ગપૂર્વક 'सृ' ધાતુથી બનેલો છે 'सृ' ધ તુનો અર્થ 'ભ્રમણુ' થાય છે 'सम्' ઉપસર્ગ તેજ અર્થને પોષણુ કરનાર છે ચોરાસી લાખ જીવયોનિયોમા પરિભ્રમણ કરવુ, તે સસાર અને પરિભ્રમણુ કરનારા મસારી કહેવાય છે બીજી રીતે, 'સમાર'

શબ્દનો અર્થ ચોરાસી લાખ જીવયોનિ પણ થઇ શકે છે આત્માની ક્રમબદ્ધ અવસ્થાનુ નામ પણ સસાર છે શરીરનુ નામ પણ સસાર છે એ રીતે સસારને વળગેલા જીવો સસારી કહેવાય છે આ ઉપરથી કર્મ બદ્ધ અવસ્થા, એ સસારી જીવોનુ લક્ષણ સહજ સમજી શકાય છે

સસારી જીવોના અનેક રીતે ભેદો પડી શકે છે, પરતુ મુખ્ય બે ભેદો છે—સ્થાવર અને ત્રસ દુ ખને છોડી દેવાની અને સુખ મેળવવાની પ્રવૃત્તિચેષ્ટા, ગતિ—ચેષ્ટા જ્યા ન દેખાય તે સ્થાવર, અને દેખાય તે ત્રસ પૃથ્વીકાય જલકાય તેજસ્કાય વાયુકાય અને વનસ્પતિકાય એ પાચનો સ્થાવરમા સમાવેશ થાય છે એ પૃથ્વીકાય વગેરે પાચ, એક સ્પર્શન (ચામડી) ઇન્દ્રિયવાના હોવાથી એકેન્દ્રિય કહેવાય છે એના બે ભેદો છે- સૂક્ષ્મ અને બાદર સૂક્ષ્મ પૃથ્વીકાય સૂક્ષ્મ જલકાય, સૂક્ષ્મ તેજસ્કાય, સૂક્ષ્મ વાયુકાય અને સૂક્ષ્મ વનસ્પતિકાય જીવો આખા લોકમા વ્યાપ્ત રહેલા છે[1] એ અત્યન્ત સૂક્ષ્મ હોવાથી આપણી ચક્ષુથી જોઇ શકાતા નથી [2]બાદર પૃથ્વીકાય બાદર જલકાય, બાદર તેજસ્કાય, બાદર વાયુકાય અને બાદર વનસ્પતિકાય પ્રત્યક્ષ જોવામા આવે છે ઘણુ, છેદન આદિ પ્રહાર જેને લાગ્યો ન હોય એવી માટી પત્થર વગેરે પૃથ્વી, જે જીવોના શરીરોનુ પિડ છે તે જીવો બાદર પૃથ્વીકાય જાણવા જે જલને અગ્નિ વગેરેથી આઘાત ન થયો હોય તે જળ—કૂવા તળાવ વગેરેના જે જીવોના શરીરોનુ પિડ છે તે બાદર જલકાય જીવો સમજવા એ પ્રમાણે દીવા અગ્નિ વિજળી વગેરે—જે જીવોના શરીરોનુ પિડ છે એ બાદર તેજસ્કાય જીવો છે અનુભવાતો વાયુ જે જીવોના શરીરોનુ પિડ છે તે જીવો

---

૧ તમામ પોલાણ સૂક્ષ્મ જીવોથી ભર્યું છે એમ વર્તમાન વૈજ્ઞાનિકોનુ પણ માનવુ છે વૈજ્ઞાનિકોએ એ પણ શોધ કરી છે કે—સૌથી નાનુ પ્રાણી થૈકસસ નામનુ છે આ જન્તુઓ એક સોયના અગ્રભાગ પર એક લાખ જેટલા પણ ભરી નહિ થતા ખુશાલથી બેસી શકે છે.

૨ બાદર એટલે સ્થૂલ 'બાદર' એ જૈન શાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે

બાદર વાયુકાય છે, અને વૃક્ષ શાખા, પ્રશાખા, પત્ર, ફૂલ, ફલ, કાદા વગેરે બાદર [1]વનસ્પતિકાય છે

પૂર્વોક્ત સચેતન પૃથ્વી, સચેતન જલ વગેરે અચેતન પણ થઈ શકે છે સચેતન પૃથ્વીને છેદન-ભેદન વગેરે આઘાત લાગવાથી તેમાના જીવો તેમાથી ચ્યુત થાય છે અને એથી એ પૃથ્વી અચેતન થાય છે એવી રીતે પાણીને ગરમ કરવાથી અથવા તેમા સાકર વગેરે પદાર્થોનુ મિશ્રણ કરવાથી તે પાણી અચેતન થાય છે વનસ્પતિના સબધમા પણ એવી જ રીતે અચેતન થવાનુ સમજી લેવુ

બે ઇન્દ્રિયો—ત્વચા અને જીભ—જેઓને હોય, તે દ્વીન્દ્રિય કહેવાય છે કૃમિ, પોરા, જળો, અળસિયા વગેરેનો દ્વીન્દ્રિયમા સમાવેશ છે જૂ. માકડ, મકોડા, ધીમેલ વગેરે, ત્વચા જીભ અને નાક એ ત્રણ ઇન્દ્રિયોવાલા હોવાથી ત્રીન્દ્રિય કહેવાય છે ત્વચા, જીભ, નાક અને આખ એ ચાર ઇન્દ્રિયોવાલા માખી, ડાસ, તીડ, વીંછી વગેરે ચતુરિન્દ્રિય કહેવાય છે ત્વચા, જીભ, નાક, આખ અને કાન એ પાચ ઇન્દ્રિયોવાળા પચેન્દ્રિય કહેવાય છે પચેન્દ્રિયના ચાર ભેદો છે—મનુષ્યો, પશુ-પક્ષિ-મચ્છ વગેરે તિર્યંચો સ્વર્ગમા રહેતા દેવતાઓ અને નરકમા રહેતા નારકો

'ત્રસ' મા આ દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પચેન્દ્રિય જીવોનો સમાવેશ થાય છે

એ રીતે સ્થાવર અને ત્રસમા સમસ્ત સસારી જીવો સમાઈ જાય છે હવે રહ્યા મુક્ત જીવો તેઓ મોક્ષતત્ત્વના પ્રકરણમા વર્ણવાશે

## અજીવ

ચૈતન્યરહિત—જડ પદાર્થોને અજીવ કહેવામા આવે છે અજીવના જૈનશાસ્ત્રોમા પાચ ભેદો પાડવામા આવ્યા છે—ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને કાલ.

---

1 વનસ્પતિ વગેરેમા જીવો હોવાનુ વૈજ્ઞાનિક જગદીશચદ્ર મહાશયે વિજ્ઞાન પ્રયોગથી જગતની સામે સિદ્ધ કરી બતાવ્યુ છે

આ સ્થળે ધર્મ અને અધર્મ એ બે પદાર્થો પુણ્ય-પાપરૂપ સમજ વાના નથી કિન્તુ એ નામના બે પદાર્થો, આખા લોકમા આકાશની પેઠે વ્યાપક અને અરૂપી છે આ બે પદાર્થોનો ઉલ્લેખ કોઈ પણ જૈનેતર દર્શનમા નથી પણ જૈન શાસ્ત્રોમા એ વિષે વિસ્તૃત પ્રતિપાદન કરવામા આવ્યુ છે જેમ આકાશને અવકાશ દેનાર તરીકે સર્વ વિદ્વાનો માને છે તેમ આ બે પદાર્થો પણ ઉપયોગી બનાવવામા આવ્યા છે

## ધર્મ

ગમન કરતા પ્રાણિઓ અને ગતિ કરતી જડ વસ્તુઓને સહાયતા કરનાર ધર્મ પદાર્થ છે પાણીમા ફરતા માછલાઓને મદદ કરનાર જેમ પાણી છે, તેમ જડ અને જીવોની ગતિ થવામા પણ નિમિત્ત કારણ માનવુ એ ન્યાયસગત છે અને એ નિમિત્તકારણ 'ધર્મ' છે અવકાશ મેળવવામા આકાશને સહાયભૂત માનવામા આવે છે તેવી રીતે ગતિ કરવામા પણ સહાયભૂત તરીકે ધર્મ નામક પદાર્થ માનવામા આવે છે

## અધર્મ

અધર્મ ' પદાર્થનો ઉપયોગ સ્થિતિ કરતા જડ અને જીવોને સહાયક થવુ, એ છે ગતિ કરવામા સહાયક જેમ ધર્મ છે તેમ સ્થિતિ થવામા પણ સહાયક કોઈ પદાર્થ હોવો જોઈએ એ ન્યાયથી 'અધર્મ' પદાર્થ સિદ્ધ થાય છે વૃક્ષની છાયા જેમ સ્થિતિ કરવામા નિમિત્ત બને છે તેમ જડ અને જીવોની સ્થિતિમા 'અધર્મ' પદાર્થ નિમિત્ત છે

હાલવુ-ચાલવુ અને સ્થિત થવુ, એમા સ્વતન્ત્ર કર્તા તો જીવ અને જડ પદાર્થો પોતે જ છે પોતાના જ વ્યાપારથી તેઓ-હાલે-ચાલે છે અને સ્થિત થાય છે, પરતુ એમા મદદગાર તરીકે કોઈ અન્ય શકિતની અપેક્ષા અવશ્ય હોવી જોઈએ, એમ માનવા સુધી તો વર્તમાન વૈજ્ઞાનિકો પણ આવ્યા છે, જ્યારે જૈનશાસ્ત્રકારો એ સબધમાં ધર્મ અને અધર્મ એવા બે પદાર્થો માને છે

આકાશ.

આકાશ પદાર્થ પ્રસિદ્ધ છે દિશાનો પણ આકાશમા જ સમાવેશ છે લોકસબન્ધી આકાશને લોકાકાશ અને અલોકસબધી આકાશને અલોકાકાશ કહેવામા આવે છે આ લોક અને અલોકનો વિભાગ પાડવામા ખાસ કારણ કોઈ હોય તો, ઉપર બતાવેલ ધર્મ અને અધર્મ પદાર્થો છે ઉચે, નીચે અને આજુબાજુએ જ્યા સુધી ધર્મ અને અધર્મ પદાર્થો સ્થિત છે, ત્યા સુધીની હદને ' લોક ' સજ્ઞા આપી છે, અને લોકની બહારનો પ્રદેશ અલોક કહેવાય છે આ બે પદાર્થોને લઈને જ લોકમા જડ અને જીવોની ક્રિયા થઈ રહી છે અલોકમા આ બે પદાર્થો નહિ હોવાથી ત્યા એક પણ પરમાણુ અથવા એક પણ જીવ નથી લોકમાથી કોઇ પરમાણુ કે કોઇ જીવ અલોકમા જઈ શકતો નથી એનુ કારણુ અલોકમા ધર્મ અને અધર્મના અભાવ સિવાય બીજુ કશુ નથી ત્યારે અલોકમાં શુ છે ? કાઇ નથી એ કેવલ આકાશરૂપ છે જે આકાશમાના કોઇ પણ પ્રદેશમા પરમાણુ, જીવ કે કોઈ પણ ચીજ નથી, એવુ શુદ્ધ માત્ર આકાશ, એ અલોક છે

ઉપર કહ્યા પ્રમાણે ધર્મ અને અધર્મ પદાર્થ દ્વારા લોક અને અલોકની સિદ્ધિ થવામા એક પ્રમાણ સમજી શકાય તેવુ છે તે એ છે કે-સર્વ કર્મોનો ક્ષય થવાથી આત્મા ઉચે ગતિ કરે છે, એમ જૈનશાસ્ત્રનો સિદ્ધાન્ત છે એ વિષે તુબડીનુ ઉદાહરણ અપાય છે જેમ પાણીમા રહેલી માટીના લેપવાળી તુબડી, તેના ઉપરનો સઘળો મેલ નિકળી જવાથી એકદમ પાણી ઉપર આવી જાય છે, તે પ્રમાણે આત્મા ઉપરનો કર્મરૂપ સઘળો મેલ દૂર થવાથી સ્વત-સ્વભાવત આત્મા ઊર્ધ્વગતિ કરે છે-ઉપર જાય છે પરન્તુ તે ઊર્ધ્વગતિ કયા સુધી થતી રહે-કયા જઈ અટકે ? એ ખાસ વિચારનુ સ્થાન છે આ વિચારનો નિવેડો ધર્મ અને અધર્મ પદાર્થ દ્વારા લોક અને અલોકનો વિભાગ માન્યા સિવાય કોઇ રીતે થઇ શકે તેમ નથી ગતિ થવામા સહાયક ધર્મ પદાર્થ, ઉચે જ્યા સુધી છે, ત્યા સુધીના લોકોના અગ્ર ભાગે કર્મરહિત થયેલ આત્માની

ગતિ અટકી જાય છે અને ત્યા જ તે અવસ્થિત થાય છે ત્યાથી આગળ લોકમા 'ધર્મ' પદાર્થના અભાવે તેની ગતિ થઇ શકતી નથી જો ધર્મ અધર્મ પદાર્થો ન હોય, અને તેથી થતો લોક-અલોકનો વિભાગ ન હોય તો કર્મરહિત બનેલ આત્મા ઊંચે જતો કયાં અટકશે-કયા અવસ્થિત થશે એ ઊભી થતી ગુચવણુ મટે તેવી નથી

પુદ્ગલ.

પરમાણુથી લઈ ઘટ, પટ આદિ સ્થૂલ-અતિસ્થૂલ-મહાસ્થૂલ તમામ રૂપી પદાર્થોને 'પુદ્ગલ' સજ્ઞા આપી છે 'पूर' અને 'गल्' એ બે ધાતુઓના સયોગથી 'પુદ્ગલ શબ્દ બન્યો છે 'पूर' નો અર્થ પૂરણુ થવુ અર્થાત્ મળવુ, અને गल् નો અર્થ ગળવુ અર્થાત ખરી પડવુ-જુદુ પડવુ એવો થાય છે આ હકીકત આપણા શરીરમા અને બીજી દરેક વસ્તુઓમા પ્રત્યક્ષ અનુભવાય છે અર્થાત્ પરમાણુવાળા નાનામોટા દરેક પદાર્થમા પરમાણુઓનો વધારો-ઘટાડો થયા કરે છે એકના પરમાણુને પણ સ્થૂલ પદાર્થ સાથે કે બીજા અણુ સાથે મળવાનુ કે તેનાથી અલગ પડવાનુ હોવાથી 'પુદ્ગલ' સજ્ઞા અર્થયુક્ત થઈ શકે છે

કાલ

કાલ દરેકના જાણવામા છે નવી વસ્તુ પુરાણી થાય છે, પુરાણી વસ્તુ જીર્ણ થાય છે બાલ, તરુણ થાય છે, તરુણ વૃદ્ધ થાય છે ભવિષ્યમા થનારી વસ્તુ વર્તમાન થાય છે અને વર્તમાન વસ્તુ ભૂતકાલના પ્રવાહમા પ્રવાહિત થાય છે આ બધી કાળની ગતિ છે નવા નવાં પરિવર્તન નવા નવા પરિણામ કાળને આભારી છે

પ્રદેશ

ઉપર બતાવેલા ધર્મ, અધર્મ, આકાશ અને પુદ્ગલ એ ચાર જડ પદાર્થો અને આત્મા એ અનેક પ્રદેશવાળા છે પ્રદેશ એટલે સૂક્ષ્મ

(સૂક્ષ્મમા સૂક્ષ્મ) અશ ઘટ પટ આદિ પદાર્થોના સૂક્ષ્મ અશો પર-માણુ છે એ તો સહુ કોઇ સમજે છે અને એ પરમાણુઓ જ્યાસુધી સાથે લગેલા હોય–અવયવી સાથે સબદ્ધ હોય, ત્યાસુધી તેનો 'પ્રદેશ' નામથી વ્યવહાર થાય છે, અને અવયવીથી છૂટા પડ્યા પછી–જૂદા થઇ ગયા પછી તે 'પરમાણુ' નામથી વ્યવહૃત થાય છે, પરન્તુ ધર્મ, અધર્મ, આકાશ અને આત્મા એ ચાર અરૂપી પદાર્થોના પ્રદેશો તો વિલક્ષણ પ્રકારના છે એ પ્રદેશો–પરસ્પર અસત ઘનીભૂત–તન્ન એકીભૂત છે ઘડાના પ્રદેશો–સૂક્ષ્મ અશો ઘડાથી જૂદા પડે છે, તેમ ધર્મ, અધર્મ, આકાશ અને આત્માના પ્રદેશો એક બીજાથી જૂદા પડી શકે જ નહિ

## અસ્તિકાય

આત્મા, ધર્મ અને અધર્મ એ ત્રણના [1]અસખ્યાત પ્રદેશો છે આકાશ અનન્તપ્રદેશવાલુ છે લોકસબધી આકાશ અસખ્યાતપ્રદેશવાળુ અને અલોકસબધી આકાશ અનન્તપ્રદેશવાળુ છે પુદ્ગલના સખ્યાત, અસખ્યાત અને અનન્ત પ્રદેશો હોય છે આવી રીતે પ્રદેશયુક્ત હોવાથી એ પાચ 'અસ્તિકાય' કહેવાય છે 'અસ્તિકાય' શબ્દનો અર્થ–'અસ્તિ' એટલે પ્રદેશ અને 'કાય' એટલે સમૂહ, અર્થાત પ્રદેશસમૂહથી યુક્ત–એવો થાય છે ધર્મ, અધર્મ, આકાશ પુદ્ગલ અને જીવની સાથે 'અસ્તિકાય' શબ્દ જોડીને બોલીએ તો 'ધર્માસ્તિકાય' 'અધર્માસ્તિકાય' 'આકાશાસ્તિકાય' 'પુદ્ગલાસ્તિકાય' 'જીવાસ્તિકાય' એ પ્રમાણે બોલાય છે

કાલને પ્રદેશ નહિ હોવાથી તે 'અસ્તિકાય' કહેવાય નહિ ગયો સમય નષ્ટ થયો, અને ભવિષ્ય સમય અત્યારે અસત્ છે, ત્યારે ચાલુ સમય એટલે વર્તમાન ક્ષણ એ જ સદ્ભૂત કાલ છે મુહૂર્ત, દિવસ,

---

[1] જેની સખ્યા ન થઈ શકે, તે અસખ્યાત આવો સામાન્ય અર્થ સમજવા ઉપરાત જૈનશાસ્ત્રમા બતાવેલ વિશેષ અર્થ સમજવાની જરૂર છે

રાત્રિ મહિના વર્ષ એ બધા જે કાલના વિભાગો પડ્યા છે, તે અસદ્ભૂત ક્ષણોને બુદ્ધિમા એકત્રિત કરીને પાડવામા આવ્યા છે માટે એક ક્ષણ માત્ર કાળમા પ્રદેશની કલ્પના હોઇ શકે નહિ

ઉપર બતાવેલા પાચ અસ્તિકાયો અને કાલ એ જૈનદર્શનનાં માનેલા ષટ્ (૭) દ્રવ્યો છે

## પુણ્ય—પાપ

સારા કર્મો 'પુણ્ય અને ખરાબ કર્મો પાપ' કહેવાય છે સમ્પત્તિ આરોગ્ય, રૂપ, કીર્તિ, પુત્ર સ્ત્રી, દીર્ઘ આયુષ્ય વગેરે સુખના સાધનો જે કર્મોથી પ્રાપ્ત થાય છે, તે શુભ કર્મોને 'પુણ્ય' કહેવામા આવે છે અને એથી વિપરીત–દુ ખની સામગ્રી ખડી કરી દેનાર–કર્મ પાપ કહેવાય છે

જ્ઞાનાવરણ દર્શનાવરણ વેદનીય મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અન્તરાય એ આઠ પ્રકારના કર્મ આગળ કહેવાશે તેમા જ્ઞાનાવરણ દર્શનાવરણ મોહનીય અને અન્તરાય એ ચાર કર્મ અશુભ હોવાથી પાપકર્મ છે કારણ કે જ્ઞાનાવરણ જ્ઞાનશક્તિને દબાવનાર છે, દર્શનાવરણ દર્શનશક્તિને આચ્છાદન કરનાર છે, મોહનીય કર્મ મોહને ઉપજાવનાર છે, એટલે આ કર્મ સયમમા અટકાયત કરનાર છે તથા તત્ત્વશ્રદ્ધાનમા બાધ નાખનાર છે અને અન્તરાય કર્મ ઇષ્ટની પ્રાપ્તિમા વિઘ્ન નાખનાર છે આ ચાર કર્મો સિવાય શુભ અને અશુભ એ બે પ્રકારના નામ કર્મની અદરની અશુભ પ્રકૃતિઓ આયુષ્ય કર્મમા નારકઆયુષ્ય, ગોત્ર કર્મમાની નીચગોત્ર પ્રકૃતિ અને વેદનીય કર્મમાંનો અસાતાવેદનીય પ્રકાર એટલા કર્મના ભેદો અશુભ હોવાથી પાપકર્મ છે વેદનીયકર્મનો સાત વેદનીય ભેદ, શુભ નામની પ્રકૃતિઓ, ઉચ્ચ ગોત્ર અને દેવઆયુષ્ય, મનુષ્યઆયુષ્ય તથા તિર્યચઆયુષ્ય એટલા એટલાં કર્મો પુણ્યકર્મ છે

## આસ્રવ.

આત્માની સાથે કર્મનો સબધ થવાના કારણોને 'આસ્રવ' નામ

આપ્યુ છે જે વ્યાપારોથી—જે પ્રવૃત્તિઓથી આત્માની સાથે કર્મનો સબધ થાય તે વ્યાપારો—તે પ્રવૃત્તિઓ 'આસ્રવ' કહેવાય છે જે કામોથી કર્મપ્રવાહ આત્મામા દાખલ થાય તે 'આસ્રવ' મન, વચન અને શરીરના વ્યાપારો શુભ હોય તો શુભ કર્મ અને અશુભ હોય તો અશુભ કર્મ બધાય છે આ માટે મન, વચન અને શરીરના વ્યાપારો એ જ આસ્રવ છે મનનો વ્યાપાર—દુષ્ટચિન્તન કે દુષ્ટ શ્રદ્ધા અથવા સારુ ચિન્તન કે રૂડી શ્રદ્ધા છે વચનનો વ્યાપાર—દુષ્ટ ભાષણ અથવા સારુ ભાષણ છે શરીરનો વ્યાપાર હિસા, ચોરી વ્યભિચાર વગેરે દુષ્ટ આચરણ અથવા જીવદયા, ઈશ્વિરપૂજન, દાન વગેરે પવિત્ર આચરણ છે

પુણ્ય કર્મ યા પાપ કર્મ બધાવામા મુખ્ય પ્રયોજક મનોવ્યાપાર છે, જ્યારે વચનવ્યાપારો તથા શારીરિક ક્રિયાઓ મનોયોગને પુષ્ટિ આપનાર તરીકે કર્મબધનના હેતુ છે

મનોયોગ, વચનયોગ અને શરીરયોગરૂપ આસ્રવથી બધાતા કર્મોને અટકાવનાર આત્માના નિર્મલ પરિણામને—

## સવર.

કહેવામા આવે છે 'સવર' શબ્દ सम् પૂર્વક वृ ધાતુથી બનેલો છે 'सम्' પૂર્વક वृ ધાતુનો અર્થ રોકવુ—અટકાવવુ થાય છે કર્મ બધાતુ અટકે તે 'સવર' સમજવો જે ઉજ્જવળ આત્મપરિણામથી કર્મ બધાતુ અટકે, તે ઉજ્જવળ પરિણામ 'સવર' છે આમ 'અટકવુ' અને જેનાથી અટકે તે બન્ને 'સવર' કહેવાય સર્વ કર્મો બધાતા અટકી જાય એવી સ્થિતિ કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી આવે છે, પરતુ આત્માની જેમ જેમ ઉન્નત અવસ્થા થતી જાય છે, તેમ તેમ કર્મબન્ધનમા ઘટાડો થતો જાય છે

## બધ.

કર્મનો આત્માની સાથે દૂધ અને પાણીની પેઠે સબન્ધ થવો, એનુ

નામ બધ છે કર્મ બ્યાય લેવા જવાં પડતા નથી, કિન્તુ આખા લોકમાં તેવા પ્રકારના દ્રવ્યો ઠાસી ઠાસીને ભરેલા છે, જેને 'કર્મ-વર્ગણા' એવું નામ જૈન શાસ્ત્રકારો આપે છે આ દ્રવ્યો રાગ-દ્વેષના પરિણામરૂપ ચિકાશને લીધે આત્માને વળગે છે

અહીં એ પ્રશ્ન ઊભો થઈ શકે છે કે-શુદ્ધ આત્માને રાગદ્વેષની ચિકાશ લાગવી કેમ જોઈએ ? આના સમાધાનમા સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરવાની જરૂર છે આત્માને રાગદ્વેષની ચિકાશ અમુક વખતે લાગી, એમ તો કહી શકાય નહિ કારણ કે તેમ કહેવામા જે વખતે આત્માને રાગદ્વેષની ચિકાશ લાગી, તે પહેલા આત્મા, શુદ્ધસ્વરૂપવાળો ઠરે છે અને શુદ્ધ સ્વરૂપવાળા આત્માને રાગદ્વેષનો પરિણામ થવાનુ કાંઈ કારણ નથી શુદ્ધસ્વરૂપી આત્માને રાગદ્વેષના પરિણામનો પ્રારભ થવાનુ માનવામા આવે તો મુક્તિદશાને પામેલા આત્માઓ-શુદ્ધ આત્માઓને પણ ફરી રાગદ્વેષનો પરિણામ ઉત્પન્ન થવાનુ કા નહિ બને ? ભૂતકાળમા પહેલા આત્મા શુદ્ધ હતો અને પછીથી એને રાગદ્વેષનો પ્રાદુર્ભાવ થયો, એમ માનવા જતા ભવિષ્ય કાળમા મુક્ત અવસ્થાની શુદ્ધ સ્થિતિએ પહોચ્યા પછી પણ ફરી રાગદ્વેષનો પ્રાદુર્ભાવ થવાની ઊભી થતી આપત્તિ શી રીતે હઠાવી શકાશે ? આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે-આત્માને રાગદ્વેષનો પરિણામ અમુક વખતથી ઉત્પન્ન થયેલ નથી, કિન્તુ તે અનાદિ છે

સુવર્ણ માટીની સાથે જેમ અનાદિકાળથી મળેલુ છે અને એથી એનો ઉજ્જવળ ચાકચિક્ય-સ્વભાવ ઢકાયલો છે, એ પ્રમાણે આત્માનુ પણ શુદ્ધ બ્રહ્મસ્વરૂપ અનાદિસયુક્ત કર્મપ્રવાહના આવરણથી ઢકાયલુ છે મલિન દર્પણને ઉટકવાથી-માજવાથી તે ઉજ્જવળ થાય છે અને ઝગમગે છે, તેમ આત્મા પરનો કર્મ-મેલ ધોવાઈ જવાથી આત્મા ઉજ્જવળ બને છે અને પોતાના વિશુદ્ધ સ્વરૂપમા પ્રકાશે છે

એટલે 'આત્મા પહેલો અને પછી કર્મનો સબધ એમ માનવુ બની શકતુ નથી 'કર્મ પહેલુ અને આત્મા પછી' એમ તો બોનાય જ

નહિ એ ખુલ્લુ છે, કારણ કે એમ કહેવામા આત્મા ઉત્પન્ન થનારો ઠરે છે અને અતએવ વિનાશી ઠરે છે એ સિવાય, આત્માના અભાવે ' કર્મ ' વસ્તુ જ ઘટતી નથી આ રીતે એ બને પક્ષો જ્યારે ઘટી શકતા નથી, ત્યારે " આત્મા અને કર્મ એ બને હમેશાથી સાથે ( અનાદિ–સહયુક્ત ) છે " એ ત્રીજો પક્ષ સિદ્ધ થાય છે

જૈનશાસ્ત્રમા કર્મના મુખ્ય આઠ પ્રકારો બતાવ્યા છે–જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અન્તરાય એ નવુ કહેવાનુ રહેતુ નથી કે–આત્મા અમલ સ્વરૂપે અનન્તજ્ઞાનરૂપ–સચ્ચિદાનન્દમય છે પરતુ પૂર્વોક્ત કર્મોના આવરણવશાત્ તેનુ મૂળ સ્વરૂપ આચ્છાદિત છે એથી એનુ સસારમા પરિભ્રમણ છે અને ભવચક્રની અનેકાનેક વિડબનાઓ એને વળગેલી છે

**જ્ઞાનાવરણકર્મ,** આત્માની જ્ઞાનશક્તિને દબાવનાર છે આ કર્મ જેમ જેમ વધારે જોરદાર થાય છે, તેમ તેમ તે, જ્ઞાનશક્તિને વધારે આચ્છાદિત કરે છે બુદ્ધિનો અધિકાધિક વિકાસ થવાનુ મૂળ કારણ, આ કર્મનુ શિથિલ થતુ જવુ, એ છે આ કર્મનો સપૂર્ણ ક્ષય થયે 'કેવળજ્ઞાન' ( સકલ લોકાલોકના સમગ્ર પદાર્થોનુ સપૂર્ણ પ્રત્યક્ષ જ્ઞાન ) પ્રકટ થાય છે,

**દર્શનાવરણકર્મ** દર્શનશક્તિને દબાવનાર છે જ્ઞાન અને દર્શનમા વધુ અન્તર નથી સામાન્ય પ્રકારના જ્ઞાનને ' દર્શન ' નામ આપ્યુ છે જેવી રીતે કોઇ માણસને દૂરથી જોતા સામા ય રીતે જે મનુષ્યત્વમાત્રનુ ભાન થાય છે, તે દર્શન છે અને પાછી એનો વિશેષ પ્રકારે બોધ થવો એ જ્ઞાન છે નિદ્રા આવવી, આધળાપણુ, બેહરાપણ વગેરે આ કર્મના ફળ છે

**વેદનીય** કર્મનુ કાર્ય સુખ–દુખનો અનુભવ કરાવવાનુ છે સુખનો અનુભવ કરાવનારને સાતવેદનીય કર્મ અને દુખનો અનુભવ કરાવનારને

મોહનીયકર્મ મોહ ઉપજાવનાર છે સ્ત્રી ઉપર મોહ, પુત્ર ઉપર મોહ, મિત્ર ઉપર મોહ, સારી સારી ચીજો ઉપર મોહ એ બધું મોહનીય કર્મનું પરિણામ છે મોહમાં અંધ બનેલાઓને કર્તવ્ય કે અકર્તવ્યનું ભાન રહેતું નથી દારૂ પીધેલ માણસ, જેમ વસ્તુને વસ્તુસ્થિતિએ સમજી શકતો નથી, તેમ મોહની ગાઢ અવસ્થામાં મૂકાયેલો પ્રાણી તત્ત્વને એના સાચા સ્વરૂપમાં સમજતો નથી અને વિપરીત બુદ્ધિમાં ગોથાં માર્યા કરે છે મોહની લીલાના દૃષ્ટાંતોથી સંસાર ભર્યો પડયો છે આઠે કર્મોમાં આ કર્મ આત્મસ્વરૂપની ખરાબી કરવામાં આગેવાનીભર્યો ભાગ ભજવે છે આ કર્મના બે ભેદો છે—તત્ત્વદૃષ્ટિને અટકાવનારું 'દર્શન મોહનીય' અને ચારિત્રને અટકાવનારું 'ચારિત્રમોહનીય'

આયુષ્યકર્મના ચાર ભેદો છે—દેવતાનું આયુષ્ય, મનુષ્યનું આયુષ્ય, તિર્યંચનું આયુષ્ય અને નરકનું આયુષ્ય જેમ પગમાં બેડી હોય ત્યાં સુધી માણસ છૂટી શકતો નથી તેવી રીતે મનુષ્ય, તિર્યંચ, દેવતા અને નારક એ ચારે ગતિઓના જીવો, આયુષ્ય પૂરું ન થાય ત્યાં સુધી ત્યાંથી છૂટી શકતા નથી

નામકર્મના અનેક ભેદ-પ્રભેદો છે પરંતુ ટૂંકમાં સારું યા ખરાબ શરીર સારું યા ખરાબ રૂપ, યશ યા અપયશ સૌભાગ્ય યા દુર્ભાગ્ય સુસ્વર યા દુઃસ્વર વગેરે અનેક બાબતો આ કર્મ ઉપર આધાર રાખે છે જેમ ચિતારો સારાં યા ખરાબ ચિત્રો બનાવે છે, તેવી રીતે પ્રાણીઓના વિવિધ દેહાકારો, રૂપાકારો, સ્વરાકારોનું નિર્માણ કરનાર આ કર્મ છે

ગોત્રકર્મના બે ભેદો છે—ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્ર ઊંચા ગોત્રમાં કે નીચા ગોત્રમાં જન્મ થવો એ આ કર્મનો પ્રભાવ છે જાતિબંધનને તરછોડનારા દેશોમાં પણ ઊંચ-નીચનો વ્યવહાર છે

અન્તરાયકર્મનું કામ વિઘ્ન નાખવાનું છે ધનાઢ્ય હોય, ધર્મનો જાણકાર હોય છતાં દાન ન આપી શકે એ આ કર્મનું ફલ છે વૈરાગ્ય કે ત્યાગવૃત્તિ ન હોવા છતાં ધનનો ભોગ ન કરી શકાય એ આ કર્મનો

પ્રભાવ છે હજાર પ્રકારના બુદ્ધિપૂર્વક પ્રયાસો કરવા છતા વ્યાપારમા ફતેહમદ ન થવાય, અથવા નુકશાન વેઠાય એ આ કર્મનુ કામ છે. શરીર પુષ્ટ હોવા છતા ઉદ્યમ કરવા તત્પર ન થવાય, એ આ કર્મનુ પરિણામ છે

કર્મબંધી ટૂક હકીકત કહેવાઈ ગઈ જેવા પ્રકારના અધ્યવસાયો હોય, કર્મ, તેવા પ્રકારનુ ચિકણુ બધાય છે, અને ફળ પણ તેવુ જ ચિકણુ ભોગવવુ પડે છે કર્મના બધન સમયે તેની સ્થિતિ અર્થાત્ કર્મવિપાક કેટલા વખત સુધી ભોગવવો જોઈએ, એ કાનતો નિયમ પણ બધાઈ જાય છે કર્મ, બધાયા પછી તરત જ ઉદયમા આવે, એમ સમજવાનુ નથી જેમ બીજ વાવ્યા પછી તરત પાક થતો નથી તેમ, કર્મ બધાયા પછી અમુક કાલ પસાર થયા બાદ, તે ઉદયમા આવે છે ઉદયમા આવ્યા પછી કર્મ ક્યા સુધી ભોગવવુ જોઈએ એનો નિયમ નથી કારણ કે પૂર્વે બધાયલા સ્થિતિકાળમા પણ આત્મપરિણામ પ્રમાણે ફેરફાર થઈ જાય

કર્મનુ બધાવુ એક રીતનુ હોતુ નથી કોઈ કર્મ અતિગાઢ બધાય છે, જ્યારે કોઈ કર્મ ગાઢ, કોઈ શિથિલ અને કોઈ અતિશિથિલ બધાય છે જે કર્મ અસત ગાઢ બધાય છે, તેને જૈનશાસ્ત્રો 'નિકાચિત એવુ નામ આપે છે આ કર્મ પ્રાય અવશ્ય ભોગવવુ પડે છે બાકીના કર્મો શુભ ભાવનાઓના પ્રબળ વેગથી (વિપાકરૂપે) ભોગવ્યા વગર પણ છૂટી શકે છે

બધાયના કર્મો ભોગવ્યા બાદ જે ખરી પડે છે, એનુ નામ છે—

## નિર્જરા.

આ નિર્જરા બે રીતે થાય છે—એક નિર્જરા ઉચ્ચ અ...
કલ્યાણ ભાવનાથી ... વગેરેના સાધનથી
થાય છે તે છે ... કર્મ ભોગવાઈ જઈ,

છે તેમ લોકના અગ્રભાગથી આગળ ગતિ કરવામા મદદગાર એવો ધર્મા-સ્તિકાય પદાર્થ નથી

ઉપર્યુક્ત મુક્ત અવસ્થામા સર્વ કર્મોની ઉપાધિઓ છૂટી જવાને લીધે શરીર, ઇન્દ્રિય અને મનને સર્વથા અભાવ થવાથી જે અનિર્વાચ્ય સુખ મુક્ત આત્માઓ અનુભવે છે, તે સુખની આગળ સમગ્ર ત્રિલોકીને આનદ બિન્દુમાત્ર છે ઘણાઓ શકા કરે છે કે–મોક્ષમા શરીર નથી, વાડી લાડી, ગાડી નથી તો ત્યા સુખ શુ હોઇ શકે? પર તુ ધ્યાનમા રાખવુ જોઇએ કે શરીર સુખની સાથે દુ ખનુ પણ સાધન છે માત્ર મિષ્ટાન ઉડાવવામા જે મજા પડે છે, તેનુ કારણ માત્ર ભૂખની પીડા છે પેટ ભરાઇ ગયેલુ હોય તો અમૃતસમાન ભોજન પણ ગમતુ નથી ટાઢની પીડા દૂર કરવા જે વસ્ત્રો પહેરવામા આવે છે, તે જ વસ્ત્રો, ગરમીના તાપ વખતે પહેરવા ગમતાં નથી બહુ બેસવાવાળાને ચાલવાનુ મન થાય છે અને બહુ ચાલવાવાળાને બેસવાનુ–આરામ લેવાનુ મન થાય છે કામભોગ, શરૂઆતમા જેવો અનુકૂલ ભાસે છે, અન્તમા તેવો જ પ્રતિકૂલ લાગે છે આ બધી અસ્થિરતા શુ સુખમય છે? જે, સુખના સાધનો મનાય છે તે, માત્ર દુ ખને શમાવવા સિવાય કઈ નવુ સુખ ઉત્પન્ન કરનાર નથી પાકેલુ ગુમડુ જ્યારે ફૂટી જાય છે ત્યારે 'હા શ' કરીને જે સુખ અનુભવાય છે, તે યથાર્થમા સત્ય છે? નહિ માત્ર તે વેદનાની શાન્તિ છે જો તે સુખ સાચુ હોય, તો જેને ગુમડુ થયુ નથી, તેને તે સુખા હા૦ કા નથી થતો? વિષયસેવનથી દુ ખની શાન્તિ જે અનુભવાય છે, તે કલ્પિત, ક્ષણિક, સતાપમિશ્રિત અને પરિણામે વિરસ છે

જે સ્વાસ્થ્ય મેળવવા માટે ખાવુ પીવુ હરવુ, ફરવુ વગેરે સસાર વર્તી જીવો કરે છે, તે સ્વાસ્થ્ય કરતા અનન્તગણુ સ્વાસ્થ્ય સિદ્ધ આત્મા ઓને કર્મ ક્ષયથી સ્વત પ્રાપ્ત થાય છે કર્મબ ધો તમામ છૂટી જવાથી વિમલ ચેતન મુક્ત આત્મા પરમસ્વાત ત્ર્ય સભૂત અનન્ત આન દી દશા અનુભવે છે

જેને ખુજલી આવતી હોય તેને જ ખણવામાં કાંઇક આનન્દ ભાસે છે, બીજાને તે તરફ રુચિ શાની હોય? એ પ્રમાણે જેઓને મોહની વાસનાઓ લાગેલી હોય છે, તેઓને જ મોહની ચેષ્ટાઓ મજાની લાગે છે કિન્તુ બીજાઓને (વીતરાગ આત્માઓને) તે મજાની લાગે જ શાની? સંસારનો મોહમય વિલાસ ખરેખર ખુજલીના જેવો શરૂઆતમાં કાંઇક આનંદ ઉપજાવનાર અને પાછળથી મહાન્ દુઃખનો અનુભવ કરાવનાર છે મોહરૂપી ખુજલી જેમની મટી ગઇ છે, એવા મુક્ત પરમાત્માઓને, નિર્મલ આત્મજ્યોતિમાંથી પ્રગટતો જે સ્વાભાવિક આનંદ છે તે જ ખરેખર પરમાર્થ સુખ છે આવા પરમ સુખી પરમાત્માઓને માટે શુદ્ધ બુદ્ધ સિદ્ધ નિરંજન, પરમજ્યોતિ પરબ્રહ્મ વગેરે નામો શાસ્ત્રોમાં આપ્યાં છે

મોક્ષની પ્રાપ્તિ મનુષ્ય-શરીરદ્વારા જ થાય છે દેવતાઓ પણ દેવ ગતિમાંથી મુક્તિ પામી શકતા નથી

જીવોના 'ભવ્ય' અને 'અભવ્ય' એવા પ્રકારો જૈનશાસ્ત્રકાર બતાવે છે મોક્ષને ગમે ત્યારે પણ મેળવી શકનારા જીવો 'ભવ્ય' કહેવાય છે, જ્યારે 'અભવ્ય' જીવોને મુક્તિની પ્રાપ્તિ કદાપિ હોઇ શકતી નથી ભવ્ય કે અભવ્ય કોઇના બનાવ્યા બનતા નથી, કિન્તુ એ ભવ્યત્વ-અભવ્યત્વ જીવનો સ્વાભાવિક પરિણામ છે જેમ, મગની અંદર કોરડુ મગ હોય અને બીજા મગ પાકી જાય પણ તે કોરડુ મગ પાકતા નથી તેમ 'અભવ્ય' કોરડુ મગના જેવો છે એની સંસાર-સ્થિતિ પાકતી નથી

ઇશ્વર

ઇશ્વરના સંબંધમાં જૈનશાસ્ત્રોના સિદ્ધાંતો ધ્યાન આપવા જેવા છે "परिक्षीणसकलकर्मा ईश्वरः" અર્થાત્ જેના સકલ કર્મોનો નિર્મૂલ ક્ષય થયો છે એ ઇશ્વર છે ઇશ્વર, પૂર્વે બતાવેલી મુક્તિ અવસ્થાને પહોંચેલા પરમાત્માઓથી જૂદા પ્રકારનો નથી કિન્તુ ઇશ્વરત્વનું લક્ષણ ને મુક્તિનું લક્ષણ એક જ છે

જૈનશાસ્ત્રો કહે છે કે મોક્ષપ્રાપ્તિના કારણો—સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રનો અભ્યાસ થતે થતે તે અભ્યાસ પૂર્ણ સ્થિતિ ઉપર આવવાથી કર્મ-બન્ધનો સર્વથા છૂટી જાય છે અને આત્માનુ અનન્તજ્ઞાન આદિ મંગલ સ્વરૂપ સંપૂર્ણ પ્રકાશિત થાય છે આ સ્થિતિએ પહોચવુ એ જ ઇશ્વરત્વ છે[1] જે જીવો, આત્મસ્વરૂપના વિકાસના અભ્યાસમા આગળ વધે અને પરમાત્મસ્થિતિએ પહોચવાનો યથાવત્ પ્રયત્ન કરે, તો તે બરાબર ઇશ્વર થઇ શકે છે એમ જૈનશાસ્ત્રનો સિદ્ધાન્ત છે ઇશ્વર-વ્યક્તિ એક જ છે એવો જૈન સિદ્ધાન્ત નથી એમ છતા પણ પરમાત્મસ્થિતિએ પહોચેના સર્વ સિદ્ધો એક સરખા નિરાકાર અને અસન્ત ગા‹ સંયુક્ત હોવાથી સમષ્ટિરૂપે, સમુચ્ચયરૂપે તેઓનો 'એક' શબ્દથી કથંચિત્ વ્યવહાર થઇ શકે છે જૂદી જૂદી નદીઓનુ કે જૂ઼ા જૂ઼ા કુવા યા તળાવોનુ ભેગુ કરેલુ પાણી, જેમ પરસ્પર એકમેક થઈ જાય છે અને એમા કશો ભિન્નભાવ જણાતો નથી, તેમજ એકરૂપે એનો વ્યવહાર થાય છે એ પ્રમાણે પ્રકૃતમા જૂદા જૂદા પણ જલની પેઠે મળેના સિદ્ધોમા 'એક ઇશ્વર' કે 'એક પરમાત્મા' એવો વ્યવહાર થવો અસંભવિત કે અસંગત નથી

---

૧ સામાન્ય કેવલજ્ઞાનિઓના કરતા તીર્થંકરો પ્રબલ પુણ્યપ્રકૃતિઓના અતુલ સામ્રાજ્યને લીધે અને ધર્મના એક મહાન પ્રભાવશાલી પ્રકાશક તરીકેની દૃષ્ટિએ બહુ ઉચ્ચ કોટી પર છે પરંતુ શરીરધારી અવસ્થામા એઓ (સામાન્યકેવલી અને તીર્થંકરો) બને-ચાર અઘાતિ કર્મો ક્ષીણ કરવા બાકી હોવાથી-કર્મક્ષયમા પૂર્ણતા પામેલા નથી, એમ વસ્તુત કહી શકાય છે, જ્યારે સંપૂર્ણ કર્મક્ષયની અવસ્થામા એઓ બને તીર્થંકરત્વને અંગેનો ભેદભાવ નહિ રહેવાથી બિલકુલ સરખા છે આ ઉપરથી જોઈ શકાય છે કે ઇશ્વરનુ 'સકલ-કર્મ-રાહિત્ય" એ સમુચિત લક્ષણ સર્વ મુક્ત આત્માઓમા પ્રાપ્ત હોવાથી સર્વ મુક્ત પરમાત્માઓ બરાબર ઇશ્વર પદવાચ્ય છે નિરાવરણ-દશાસમ્ભૂત જ્ઞાનપૂર્ણતા યા પરમાત્મજ્યોતિ ભવસ્થ અને ભવાતીત બને કેવલીઓમા પૂર્ણ સમાન હોવાથી ભવસ્થ કેવલી પણ વસ્તુરૂપે પરમાત્મા-પરમેશ્વર છે

**મોક્ષનુ શાશ્વતત્વ.**

અહીં એક આશકાને અવકાશ મળે છે તે એ છે કે–' જે વસ્તુની ઉત્પત્તિ થાય છે તે વસ્તુનો નાશ થાય છે ' એ અકાટ્ય નિયમ પ્રમાણે મોક્ષ પણ ઉત્પન્ન થતો હોવાથી તેનો પણ અત આવવો જોઇએ, અને અતએવ મોક્ષ શાશ્વત ઘટી શકે નહિ

આના સમાધાનમા ધ્યાન આપવા જેવુ છે કે–મોક્ષ કોઇ ઉત્પન્ન થનારી વસ્તુ નથી માત્ર કર્મથી અલગ થવુ એ જ આત્માનો મોક્ષ છે આથી આત્મામા કોઇ નવીન વસ્તુનો ઉત્પાદ થતો નથી કે જેથી તેનો અત આવવાની કલ્પના ઊભી થઈ શકે જેમ વાદળા ખસી જવાથી જળહળતો સૂર્ય પ્રકાશમાન થાય છે, તેમ કર્મના આવરણો ખસી જવાથી આત્માના સકળ ગુણો પ્રકાશમાન થાય છે, બીજા શબ્દોમા સમ્યગ્ગુણયુક્ત આત્મા પ્રકાશમાન થાય છે આનુ નામ જ મોક્ષ છે કહો, આમાં શુ ઉત્પન્ન થયુ ?

સર્વથા નિર્મલ થયેલ આત્માને પુન કર્મનો સબધ થતો નથી અને એથી એનુ સસારમા પુનરવતરણ હોય જ નહિ જેવી રીતે—

' दग्धे बीजे यथाऽत्यन्तं प्रादुर्भवति नाङ्कुरः ।
कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः ॥ "

—બીજ અત્યન્ત બળી જવા પછી અકુરો ઉત્પન્ન થતો નથી, તેવી રીતે કર્મરૂપી બીજ સર્વથા બળી ગયા પછી સસારરૂપી અકુરો ઉત્પન્ન થતો નથી

સસારનો સબધ, કર્મસબન્ધને આધીન છે અને કર્મનો સબન્ધ રાગદ્વેષની ચિકાશને આધીન છે જેઓ અસત નિર્મલ થયા છે–સર્વથા નિર્લેપ થયા છે, તેઓને રાગદ્વેષાદિની ચિકાશ હોય જ શાની ? અને

૧ જ્યા જ્યા કર્મને અનાદિ કહેવામા આવ્યુ છે ત્યા ત્યા જૂદા જૂદા કર્મના સયોગનો પ્રવાહ અનાદિ સમજવો

અતએવ કર્મસબન્ધ હોવાની કલ્પના પણ શી ? અને એથી જ સસારમા ફરી ઘસડાવાની વાત જ શી ?

## સર્વ કર્મોનો ક્ષય હોઇ શકે છે

આ સ્થળે એક એવો પ્રશ્ન ઊભો થાય છે કે–આત્માની સાથે કર્મનો સયોગ જ્યારે અનાદિ છે, તો અનાદિ કર્મનો નાશ કેમ થવો જોઇએ ? કારણ કે અનાદિ વસ્તુનો નાશ થતો નથી, એમ તર્કવાદનો નિયમ છે, અને વિશ્વમા પણ એમ અનુભવાય છે આ પ્રશ્નના સમાધાનમા એ ધ્યાનમા રાખવુ જોઇએ કે આત્માની સાથે નવા નવા કર્મો બધાતા જાય છે અને જૂના જૂના ખરી પડે છે આવી સ્થિતિમા કોઇ પણ અમુક કર્મ–વ્યક્તિ આત્માની સાથે અનાદિ સયુક્ત નથી, કિન્તુ જૂ। જૂદા કર્મના સયોગનો પ્રવાહ અનાદિકાલથી વહેતો આવે છે, એમ સમજવાનુ છે આત્માની સાથે દરેક કર્મવ્યક્તિનો સયોગ આદિમાન્ છે, અતએવ કોઈ કર્મવ્યક્તિ, આત્માની સાથે નિત્ય સયુક્ત રહેતી નથી, તો પછી શુકલધ્યાનના બળે સર્વ કર્મોનો સમૂલ ક્ષય થવો એમા અઘટિત શુ છે ?

એ સિવાય, સસારના મનુષ્યો તરફ દૃષ્ટિ કરતા સ્પષ્ટ જણાઇ આવે છે કે–કોઇ માણસને રાગ–દ્વેષ અધિક પ્રમાણમા હોય છે, જ્યારે કેટલાકોના રાગ–દ્વેષ ઓછા પ્રમાણમા દેખવામા આવે છે એટલુ જ નહિ, એક જ માણસના રાગ દ્વેષમા પણ ન્યૂનાધિકતા આવે છે આવી રીતની રાગ–દ્વેષની વધઘટ, હેતુ વગર ઘટી શકે નહિ, એ સહજ સમજી શકાય છે, અને એથી માની શકાય છે કે વધઘટવાળી ચીજ, જે હેતુથી ઘટતી હોય, તે હેતુની પૂરી સામગ્રી મળ્યેથી તેનો નાશ થાય છે જેમકે, પોષ મહિનાની પ્રબલ ટાઢ ભાનસૂર્યના મદ મદ તાપથી ઘટતી ઘટતી. વધુ તાપ પડવાથી બિલકુલ ઊડી જાય છે ત્યારે વધઘટવાળા રાગ–દ્વેષ દોષો જે કારણથી ઓછા થાય છે, તે કારણ સપૂર્ણ-રૂપમા યદિ સિદ્ધ થાય, તો તે દોષો સમૂલ નષ્ટ થાય, એમા શુ વાધા જેવુ છે ? રાગ–દ્વેષ શુભ ભાવનાઓથી ઘટે છે અને એ જ શુભ ભાવ

નાઓ જ્યારે વધારે મજબૂત થાય છે, અને ધ્યાન-અવસ્થામા આત્મા નિશ્ચલ બનીને પરમ સમાધિ પર જ્યારે પહોચે છે ત્યારે રાગ-દ્વેષને સપૂર્ણ ક્ષય થાય છે આમ, કર્મોનો ક્ષય થઇ નિરાવરણ દશા આત્માને પ્રાપ્ત થવી એમા વાધા જેવુ કશુ નથી રાગ-દ્વેષ ઊડી જતા જ કેવલ જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે, કેમ કે રાગ દ્વેષનો ક્ષય થતા જ જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અતરાય એ ત્રણે કર્મોનો ક્ષય થઇ જાય છે આખો સસારરૂપ મહેલ માત્ર બે થાભના ઉપર ટકી રહ્યો છે, અને તે રાગ તથા દ્વેષ છે મોહનીય કર્મનુ સર્વસ્વ રાગ અને દ્વેષ છે તાલ વૃક્ષના શિર ઉપર સોય ભોકી દેવાથી જેમ આખુ તાલ વૃક્ષ સુકાઈ જાય છે, તે પ્રમાણે સર્વ કર્મોનુ મૂળ જે રાગ-દ્વેષ, તેના ઉપર પ્રહાર કરવાથી, તેનો ઉચ્છેદ કરવાથી-આખુ કર્મવૃક્ષ સુકાઇ જાય છે-નાશ પામી જાય છે

## કેવલજ્ઞાનની સિદ્ધિ

રાગ-દ્વેષના ક્ષયથી પ્રાદુર્ભૂત થતા કેવલજ્ઞાનના સબધમા શકા થવી બનવાજેગ છે કે " એવુ તે જ્ઞાન કોઇને હોઇ શકે ખરૂ કે જે અખડ બ્રહ્માડના-સકલ લોકાલોકના-ત્રણે કાળના તમામ પર્યાયો ઉપર પ્રકાશ પાડે ? " પરતુ એનો ખુલાસો આ પ્રકારે સમજી શકાય જ્ઞાનની માત્રા મનુષ્યોમા એકબીજા કરતા અધિકાધિક દેખવામા આવે છે આ શુ સૂચવે છે ? એ જ કે જે આવરણ થોડુ-ઘણુ ખસવાથી જ્ઞાન, અધિક અધિક પ્રકાશમા આવે છે તે આવરણ અગર બિલકુલ ખસી જાય, તો સપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ થાય આ હકીકતને એક દૃષ્ટાન્તથી જેઇએ નાની-મોટી વસ્તુઓમા જે પહોળાઈ એક બીજાથી ઘણી-ઘણી જેવામા આવે છે તે પહોળાઈ, વધતી વધતી આકાશમા વિશ્રાન્તિ લે છે, અર્થાત્ વધતી જતી પહોળાઇનો અન્ત આકાશમાં આવે છે આકાશથી આગળ પહોળાઇનો પ્રકર્ષ નથી સપૂર્ણ પહોળાઇ આકાશમા સમાવી થઇ છે આ દૃષ્ટાન્ત પ્રમાણે જ્ઞાનની માત્રા પણ વધતી વધતી કોઈ પુરુષ-વિશેષમા વિશ્રામ લીધેલી હોવી જેઇએ, એમ ન્યાયથી સિદ્ધ થાય છે જ્ઞાનના વધતા જતા પ્રકર્ષનો જ્યાં અદર અત આવે છે, જેનાથી

આગળ જ્ઞાનની માત્રાને વધવાનુ અટકી ગયુ છે એવો સમ્પૂર્ણ જ્ઞાનની વિશ્રાંતિને મેળવનાર જે પુરુષ છે, તે જ સર્વજ્ઞ છે, સર્વદર્શી છે અને એનુ જે જ્ઞાન તે કેવળજ્ઞાન છે .

### ઈશ્વર જગત્‌નો કર્તા નથી.

જૈનધર્મનો સિદ્ધાન્ત વિચારશીલ વિદ્વાનોનુ વધારે ધ્યાન ખેંચે એવો છે તે એ છે કે–ઈશ્વર જગત્‌નો ઉત્પાદક નથી જૈનશાસ્ત્રો એમ જણાવે છે કે–કર્મસત્તાથી ફરતા ભવચક્રમા નિર્લેપ, પરમ વીતરાગ અને પરમ કૃતાર્થ એવા ઈશ્વરનુ કર્તૃત્વ કેમ બની શકે ? દરેક પ્રાણીના સુખ–દુઃખો તેની કર્મસત્તા ઉપર આધાર રાખે છે વીતરાગ ઈશ્વર, ન કોઈના ઉપર પ્રસન્ન થાય છે, કે ન કોઈના ઉપર રુષ્ટ બને છે પ્રસન્ન થવુ કે રુષ્ટ થવુ એ વીતરાગ–સ્થિતિએ પહોંચેલાને ન ઘટે

### ઈશ્વરપૂજનની જરૂર.

'ઈશ્વર જગત્‌કર્તા નથી' એ સિદ્ધાન્તને અંગે, ઈશ્વરને પૂજવાથી શો લાભ ? અર્થાત્ ઈશ્વર જ્યારે વીતરાગ છે–તુષ્ટ કે રુષ્ટ થતો નથી, તો પછી તેનુ પૂજન શુ ઉપયોગી ? એવો પ્રશ્ન ઊભો થતો જોવામા આવે છે, પરન્તુ જૈનશાસ્ત્રકારોનુ કહેવુ એવુ છે કે–ઈશ્વરની ઉપાસના ઈશ્વરને પ્રસન્ન કરવા વાસ્તે નથી, કિન્તુ પોતાના હૃદયની શુદ્ધિ કરવા વાસ્તે છે સર્વ દુખોના ઉત્પાદક રાગ–દ્વેષને દૂર કરવા રાગદ્વેષરહિત પરમાત્માનુ અવલમ્બન લેવુ પરમ આવશ્યક છે મોહવાસનાઓથી ભરેલો આત્મા સ્ફટિકના જેવો છે જેમ સ્ફટિકની પાસે જેવા રગનુ ફૂલ હોય, તેવો રગ સ્ફટિક પોતામા ખેંચી લે છે, એવી રીતે જેવા રાગ–દ્વેષના સંયોગો આત્માને મળે છે, તેવા પ્રકારની અસર આત્મામા જલદી ઉત્પન્ન થાય છે આ માટે સારા પવિત્ર સંયોગો મેળવવાની ખાસ આવશ્યકતા દરેક કલ્યાણાભિલાષી સમજી શકે છે વીતરાગ દેવનુ સ્વરૂપ પરમ શાન્તિમય છે. રાગદ્વેષનો રગ કે તેની અસર તેના સ્વરૂપમા બિલકુલ હોતી નથી અત તેના અવલમ્બનથી, તેનુ ધ્યાન કરવાથી આત્મામા વીતરાગ-

ધર્મનો મચાર થાય છે અને એ રસ્તે ક્રમશ વીતરાગ થઇ શકાય છે સહુ કોઇ સમજી શકે છે કે એક રૂપવતી રમણીને વિચિત્ર દૃષ્ટિએ જોવાથ કામની ઉત્પત્તિ થાય છે, પુત્રને જોવાથી કે મિત્રને મળવાથી સ્નેહન જાગૃતિ થાય છે અને એક પ્રમ-ાત્મા મુનિનુ દર્શન કરવાથી હૃદયમ શાન્તિનો આહ્લાદ અનુભવાય છે સજ્જનની સગતથી સારા અ દુર્જનની સગતથી ખરાબ થવાય 'સોબત તેવી અસર' વીતરાગ દેવની સોબત–તેનુ દર્શન, સ્તવન પૂજન કે સ્મરણ કરવુ એ છે એથ આત્મામા એવી અસર ઉત્પન્ન થાય છે કે રાગ–દ્વેષની વૃત્તિઓ સ્વત ઓછી થવા પામે છે આ ઇશ્વરપૂજનનુ મુખ્ય ફળ છે

પૂજ્ય પરમાત્મા પૂજકના તરફથી કાઇ આકાક્ષા રાખતા નથી પૂજ પરમાત્માને પૂજકના તરફથી કોઇ ઉપકાર થતો નથી પૂજ્ય પરમાત્માન પૂજકની પાસેથી કઇ જોઇતુ નથી પરન્તુ પૂજક પોતાના આત્માન ઉપકાર અર્થે પૂજ્યની પૂજા કરે છે અને પરમાત્માન આલબનથી–ત તરફની એકાગ્ર ભાવનાના બળથી–પૂજક પોતાનુ ફલ મેળવી શકે છે

અગ્નિની પાસે જનાર મનુષ્ય જેમ, ટાઢ ઉડવાનુ ફળ સ્વત મેળવે છે, પરન્તુ અગ્નિ કોઇને તે ફળ લેવા બોલાવતો નથી, તેમજ તે પ્રસન્ન થઇને કોઇને તે ફળ દેતી નથી એ પ્રમાણે વીતરાગ પરમેશ્વરની ઉપાસના કરવાથી રાગાદિ દોષરૂપ ટાઢ સ્વત પલાયન કરી જાય છે અને ચૈતન્ય વિકાસનુ મહત્ ફળ મેળવાય છે આવી રીતની ફલપ્રાપ્તિમા ઇશ્વરને પ્રસન્ન થવાનુ માનવુ એ જૈનશાસ્ત્રને સમ્મત નથી

વેશ્યાનો સગ કરનાર મનુષ્ય દુર્ગતિને પાત્ર થાય છે, એ ખરી વાત છે પણ એ દુર્ગતિ આપનાર કોણ? એ વિચારવા જેવુ છે વેશ્યાને દુર્ગતિ આપનાર માનવી એ ભ્રાન્તિ છે, કારણ કે એક તો વેશ્યાને દુર્ગતિની ખબર નથી, અને એ સિવાય કોઇ, કોઇને, દુર્ગતિએ લઇ જવા સમર્થ નથી ત્યારે દુર્ગતિએ લઇ જનાર માત્ર ચિત્તની મલિનતા સિવાય બીજુ કોઇ નથી, એ બેધડક ગળે ઊતરે એવી હકીકત

છે આ ઉપરથી એ સિદ્ધાન્ત થઇ શકે છે કે—સુખ—દુખનાં કારણભૂત જે કર્મ છે, તેનો આધાર ચિત્તની વૃત્તિઓ ઉપર છે, અને એ વૃત્તિઓને શુભ બનાવવાનુ અને તે દ્વારા સુખ મેળવવાનુ સર્વશ્રેષ્ઠ સાધન ભગવદ્ ઉપાસના છે એની ઉપાસનાથી વૃત્તિઓ શુભ થાય છે, અને છેવટે સર્વ વૃત્તિઓનો નિરોધ થવાથી અતીન્દ્રિય પરમાનન્દ પ્રાપ્ત કરી શકાય છે

# મોક્ષ-માર્ગ

## ( ૨ )

નવ તત્ત્વોનુ ટૂંક વર્ણન પૂરુ થયુ આમા મુખ્ય તત્ત્વો જીવ અને અજીવ એ જ છે આસ્રવ અને બંધ એ જીવાજીવ સયોગોનુ (જડ-ચેતનના સયોગનુ) અવસ્થાન્તર છે સવર અને નિર્જરા એ આત્માની ઉજ્જ્વળ દશા છે મોક્ષ આત્માનુ પૂર્ણ શુદ્ધ સ્વરૂપ છે આમ એ આસ્રવાદિ પાંચે તત્ત્વો યથાસભવ જીવ-અજીવમા સમાઇ જાય છે પુણ્ય-પાપ આત્મસમ્બદ્ધ કર્મ પુદ્ગલો છે અતએવ પુણ્ય-પાપનો બંધમા અન્તર્ભાવ કરીએ તો સાત તત્ત્વો ગણાય જેમ નવ તત્ત્વોની પરમ્પરા છે, તેમ સાત તત્ત્વોની [1]પણ પરમ્પરા છે આસ્રવ અને બન્ધ [2]સસારના કારણ અને સવર તથા નિર્જરા મોક્ષના સાધન મોક્ષાર્થીને આત્મવિકાસના માર્ગે આ નવ વસ્તુઓનુ જ્ઞાન અત્યન્ત ઉપયોગી છે, એટલા માટે તેમને 'તત્ત્વ' નામ આપ્યુ છે

નવ તત્ત્વોના પ્રકરણ ઉપરથી આત્મા, પુણ્ય-પાપ પરલોક, મોક્ષ અને ઇશ્વર સમ્બન્ધી જૈન વિચારોનુ દિગ્દર્શન થઇ જાય છે આસ્તિકોનુ આસ્તિક્યપણુ, આત્મા પરમાત્મા કર્મ અને પુનર્જન્મની સ્વીકૃતિ ઉપર આધાર રાખે છે

---

1 શ્રી ઉમાસ્વાતિવાચકરચિત તત્ત્વાર્થસૂત્રમા સાત તત્ત્વોનો નિર્દેશ છે 2 શુભ પુણ્ય મોક્ષ સાધનમા ઉપયોગી છે

કેવળ પ્રત્યક્ષ પ્રમાણુ માનવાથી તત્ત્વજ્ઞાનનો માર્ગ મેળવી શકાતો નથી અને આત્મજીવન બહુ ખરાબીમા મૂકાય છે કેવળ પ્રત્યક્ષ પ્રમાણુ-વાદીને પણ ધૂમના દર્શનથી અગ્નિ હોવાનુ અનુમાન સ્વીકારવુ પડે છે નહિ દેખવા માત્રથી વસ્તુનો અભાવ માનવો એ ન્યાયસગત કહી શકાય નહિ ઘણી વસ્તુઓ હૈયાત છતા દૃષ્ટિગોચરમા આવતી નથી, એથી એનો અભાવ સિદ્ધ થઇ શકે નહિ આકાશમા ઊડેલુ પક્ષી એટલુ ઊંચે ગયુ કે તે નજરથી દેખી શકાતુ નથી, એથી કરી તે પક્ષીનો અભાવ સિદ્ધ થાય નહિ આપણા પૂર્વજો આપણાથી દેખાતા નથી, એથી, એઓ ન્હોતા, એમ કહેવાની કોઇ હિમ્મત કરી શકે નહિ દૂધમા ભળી ગયેનુ પાણી જોઇ શકાતુ નથી, એથી એનો અભાવ માની શકાય નહિ સૂર્યના અજવાળામા તારા દેખાતા નથી, એથી એઓનુ નાસ્તિત્ત્વ કહી શકાય નહિ આ ઉપરથી સમજી શકાય છે કે, સસારમા જેમ ઇન્દ્રિય-ગોચર પદાર્થો છે, તેમ ઈન્દ્રિયાતીત ( અતીન્દ્રિય ) પદાર્થો પણ અસ્તિત્ત્વ ધરાવે છે પોતાનુ જ અનુભવેલુ માનવુ અને બીજાના અનુભવેલ વિષયો માનવા જ નહિ, એ વાત વ્યાજબી નથી લડન, પેરિસ અને ન્યુયોર્ક જેવા શહેરો જેણે દેખ્યા નથી, એવો મનુષ્ય તે શહેરોના વૈભવનો અનુભવ કરી આવેના અન્ય કોઇ પ્રમાણિક મનુષ્યથી વર્ણવાતા તે વૈભવને સ્વીકારવા યદિ તત્પર ન થાય અને તેને–પોતાથી અપ્રત્યક્ષ હોવાના કારણે–અસત્ય ઠરાવવા તૈયાર થાય, તો એ જેમ અણઘટતુ છે, તેવી રીતે, આપણા–સાધારણ મનુષ્યો–કરતા અનુભવ–જ્ઞાનમા આગળ વધેના મહા પુરુષોના સિદ્ધાન્તોને ' નથી દેખાતા ' એટલા જ માત્ર હેતુથી અવગણવા એ પણ અયુક્ત છે આ બધા ઉપરથી કહેવાની મતલબ એ છે કે પુણ્ય–પાપની પ્રત્યક્ષ કળાતી લીલાઓને ધ્યાનમા લઇ સસારની નિ સારતા અને વિરમતા સમજી આત્મા ઉપર લાગેલ મળને દૂર કરવા, આત્મશક્તિનો પૂર્ણ પ્રકાશ સિદ્ધ કરવા કલ્યાણસપન્ન માર્ગે આત્માને જોડવો જોઇએ ધીરે ધીરે પણ માર્ગ ઉપર–ખરા માર્ગ ઉપર–ગતિ કરતો પ્રાણી સીદાતો નથી અને ક્રમશ આગળ વધતો જાય છે, છેવટે સાધ્યને પહોચી વળે છે.

સાધ્યને લક્ષમા નહિ લીધેના ધનુર્ધરની બાણ ફેંકવાની ચેષ્ટા જેમ નિષ્ફલ જાય છે તેવી રીતે સાધ્યને સ્થિર કર્યા વગર કરાતી કોઇ પણ ક્રિયા સફલ થતી નથી, એ ધ્યાનમા રાખવુ જોઇએ મોક્ષ એ ખરુ સાધ્ય સાધુ કે ગૃહસ્થ દરેકે પોતાની દૃષ્ટિબિંદુ ઉપર સ્થાપિત કરવુ જોઇએ. એ સાધ્યને સિદ્ધ કરી આપનાર માર્ગની શોધ કરવી જોઇએ દુરાગ્રહનો ત્યાગ કરી ગુણાનુરાગી બની શાસ્ત્રોનો ગર્ભ તપાસવો જોઇએ શુદ્ધ જિજ્ઞાસુ બુદ્ધિએ અને આત્મકલ્યાણની તીવ્ર ઉત્કંઠાથી અવલોકાતા શાસ્ત્રોમાથી મોક્ષ મેળવવાનો નિષ્કંટક માર્ગ જાણી શકાય છે જાણ્યા પછી ક્રિયામા મૂકવાની જરૂર છે ક્રિયા વગરનુ જ્ઞાન ફલસાધક થઇ શકતુ નથી એ વાત દરેક સમજી શકે છે પાણીમા તરવાની ક્રિયા જાણવા છતા પણ તે ક્રિયા કરવામા ન આવે, તો પાણીમા તરી શકાતુ નથી. ઔષધના સેવન વગર તેના જ્ઞાન માત્રથી કે વર્ણન માત્રથી દર્દ મટી શકતુ નથી માટે જ શાસ્ત્રકારો "सम्यग्ज्ञानक्रियाभ्यां मोक्ष" એ સૂત્રથી સમ્યક્ (યથાર્થ) જ્ઞાન અને સમ્યક્ ક્રિયા એ બન્નેના સહયોગથી મોક્ષ મેળવી શકવાનુ પ્રરૂપે છે

### સમ્યગ્ જ્ઞાન

આત્મતત્ત્વની ઓળખાણ કરવી એ સમ્યગ્ જ્ઞાન (Right knowledge) છે આત્માની સાથે સબન્ધ ધરાવતા જડ (કર્મ) કર્મોનુ સ્વરૂપ જાણ્યા વગર આત્મતત્ત્વનો યથાર્થ બોધ થઇ શકતો નથી આત્મતત્ત્વના જ્ઞાન વગર જગત્ની તમામ વિદ્વત્તા નિરર્થક છે સસારની કલેશજાળ માત્ર આત્મ વિષયક અજ્ઞાનતા ઉપર આધાર રાખે છે તે અજ્ઞાનતા આત્મસ્વરૂપના ચિન્તન–મનન–નિદિધ્યાસનથી દૂર થાય યથાબુદ્ધિ, યથાશક્તિ આત્મસ્વરૂપનો પરિચય કરવો એ આત્મકલ્યાણનુ પ્રથમ પગથિયુ છે

### સમ્યક્ ચારિત્ર

તત્ત્વસ્વરૂપ જાણ્યાનુ ફળ પાપકર્મથી હઠવુ એ છે એ જ સમ્યક્

ચારિત્ર (Right conduct) છે પોતાના જીવનને પાપના સયોગથી દૂર રાખી નિર્મળ બનાવવુ એ 'સમ્યક્ ચારિત્ર' શબ્દનો ખરો અર્થ છે એ સબધમા શાસ્ત્રવર્ણિત વિશેષ નિયમો, ધારા-ધોરણો અમલમા મૂકવા આવશ્યક છે સામાન્યત ચારિત્ર બે વિભાગોમા વ્હેચાય છે-સાધુઓનુ ચારિત્ર અને ગૃહસ્થોનુ ચારિત્ર સાધુઓના 'સાધુ-ધર્મ' અને ગૃહસ્થોના ચારિત્રને 'ગૃહસ્થ-ધર્મ' કહેવામા આવે છે

સાધુ-ધર્મ

"साघ्नोति स्वपरहितकार्याणि, इति साधु"

અર્થાત્ સ્વહિત અને પરહિતના કાર્યો જે સાધે, તે સાધુ છે સસારના કચન-કામિન્યાદિ ભોગો છોડી સકળ ઘર-કુટુબપરિવાર સાથેના સબન્ધ ઉપર જલાજલિ આપી આત્મકલ્યાણની ઉચ્ચ કોટી ઉપર આરૂઢ થવાની પરમ પવિત્ર આકાક્ષાએ જે અસગવ્રત ગ્રહણ કરાય છે તે સાધુધર્મ છે રાગદ્વેષની વૃત્તિઓને દબાવવી, એ જ સાધુના વ્યાપારનો મુખ્ય વિષય હોય છે પ્રાણાતિપાતવિરમણ મૃષાવાદવિરમણ, [1]અદત્તાદાનવિરમણ, મૈથુનવિરમણ અને પરિગ્રહવિરમણ, એ સાધુઓના પાચ મહાવ્રતો છે [2]મનોગુપ્ત, [3]વચનગુપ્ત અને [4]કાયગુપ્ત થવુ, એ વિશ્વબધુત્વનુ વ્રત છે જેનુ ફળ-જન્મ, જરા, મૃત્યુ, આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે સર્વ દુખોથી રહિત અને પરમ આનન્દસ્વરૂપ એવો મોક્ષ છે એ સાધુધર્મ કેવો ઉજ્જ્વલ અને કેવો વિકટ હોવો જોઇએ, એ સહજ સમજી શકાય છે આવો મુનિધર્મ, સસારની સ્થિતિનુ યથાર્થ ભાન થયુ હોય તેના ઉપરથી તાત્ત્વિક વૈરાગ્યનો પ્રાદુર્ભાવ થયો હોય, અને મોક્ષઅવસ્થામા પોતાને મૂકવાની મહતી ઉત્કઠા જાગી હોય ત્યારે જ સિદ્ધ કરી શકાય છે

---

૧ નહિ આપેલી વસ્તુ ન લેવી. ૨, ૩, ૪ મન, વચન અને શરીરની ચચલતા ઉપર અકુશ રાખનાર.

સાધુધર્મના જેઓ અધિકારી નથી, તેઓ ગૃહસ્થ ધર્મનું પાલન કરવાથી પોતાના જીવનને કૃતાર્થ કરી શકે છે 'ગૃહસ્થધર્મ' પર આરૂઢ થવા પહેલા અમુક ગુણોનો અભ્યાસ પાડવાનું શાસ્ત્રકારો બતાવે છે પૈસો કમાવવામાં હમેશા નીતિનું પાલન કરવું અને કોઈ પણ સ્થળે કોઈ પણ કામમાં અન્યાય ન કરવો એ ગુણ સહુથી પહેલા-ગૃહસ્થ ધર્મને લાયક થવામા-જરૂરનો છે એ સિવાય, સત્પુરુષોનો સંગ, તત્ત્વશ્રવણની ઉત્કંઠા અને ઇન્દ્રિયોની ઉચ્છૃંખલતા ઉપર અંકુશબળ એ વગેરે ગુણો સાંપડતા ગૃહસ્થધર્મ ઉપર આરોહણ કરાય છે

ગૃહસ્થધર્મનુ બીજુ નામ-જૈનશાસ્ત્રોમા-શ્રાવકધર્મ બતાવ્યુ છે ગૃહસ્થધર્મને પાળનાર પુરુષો, શ્રાવક' અને સ્ત્રીઓ શ્રાવિકા કહેવાય છે ગૃહસ્થધર્મમા બાર વ્રતો પાળવાની વ્યાખ્યા આવે છે સ્થૂળ પ્રાણાતિપાતવિરમણ, સ્થૂળ મૃષાવાદવિરમણ સ્થૂળ અદત્તાદાનવિરમણ સ્થૂળ મૈથુનવિરમણ, પરિગ્રહપરિમાણ દિગ્વ્રત, ભોગોપભોગપરિમાણ અનર્થદંડનિરતિ સામાયિક, દેશાવકાશિક, પૌષધ અને અતિથિસંવિભાગ એ બાર વ્રત છે

**સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ** કોઈ સૂક્ષ્મ જીવ પણ મારાથી મરે નહિ, એવું નિષ્ટ વ્રત ગૃહસ્થોથી ન પાળી શકાય, એ દેખીતુ છે માટે એઓના અધિકાર પ્રમાણે સ્થૂળ એટલે મોટી હિંસા નહિ કરવાનું વ્રત બતાવવામા આવ્યુ છે ત્રસ અને સ્થાવર એ બે પ્રકારના જીવો અગાઉ બતાવવામા આવ્યા છે તેમા સ્થાવર (પૃથિવ્યાદિ) જીવોની હિંસાથી સર્વથા બચવાનો અસંભવ હોવાથી ત્રસ (હાલે-ચાલે એવા બેઇન્દ્રિય આદિ) જીવોની હિંસા ન કરવાનુ વ્રત ગૃહસ્થોએ સ્વીકારવાનુ છે આની અંદર બે અપવાદ છે એક તો અપરાધી-ગુનેગારને માફી બક્ષવાનુ ન બની શકતુ હોય ત્યારે આ વ્રતનુ બન્ધન નથી, એ અને બીજો ઘર-દુકાન ખેતર વગેરેના આરંભ-સમારંભમા ત્રસ જીવોની હિંસાનો સતત સંભવ રહે છે, તે

આ ઉપરથી "નિરપરાધી ત્રસ જીવોને સંકલ્પથી (બુદ્ધિપૂર્વક જાણી જોઈને) ન હણવા' એ પ્રથમ વ્રતનો નિષ્કર્ષ છે ¹

આ વ્રતમાં સ્થાવર જીવોની હિંસાનો અટકાવ નહિ હોવા છતાં પણ બનતા સુધી તેની વ્યર્થ હિંસા ન થાય, એ તરફ બહુ ધ્યાન રાખવાનો છે એ સિવાય અપરાધીના સંબંધમાં પણ વિચારદૃષ્ટિ રાખવાની છે વળી સાપ-વિંછીના કરડવાથી તેને અપરાધી સમજવો અને તેને મારવાની ચેષ્ટા કરવી એ ઘણું ગેરવ્યાજબી છે હૃદયમાં દયાની લાગણી પૂરી રહેવી જોઈએ અને સર્વત્ર વિવેકદૃષ્ટિથી લાભ-અલાભના વિચારપૂર્વક ઉચિત પ્રવૃત્તિ કરવી જોઈએ, એ જ ગૃહસ્થજીવનનો શૃંગાર છે

સ્થૂલ મૃષાવાદવિરમણ સૂક્ષ્મ પણ અસત્ય નહિ બોલવાની ટેક નહિ રાખનાર ગૃહસ્થો માટે સ્થૂલ (મોટા) અસત્યોનો ત્યાગ કરવો એ બીજું વ્રત છે વર-કન્યાદિના સંબંધમાં, જાનવરના સંબંધમાં, ઘર-મકાન-સંબંધમાં અને એવા જ મોટા અસત્યો નહિ બોલવાનું તેમજ પારકી થાપણ નહિ ઓળવવાનું, ખોટી સાક્ષી નહિ પૂરવાનું અને ખોટા લેખ નહિ કરવાનું આ વ્રત છે ²

સ્થૂલ અદત્તાદાનવિરમણ. સર્વથા સૂક્ષ્મ પણ ચોરી નહિ કરવાનો નિયમ નહિ પાળી શકનાર ગૃહસ્થો માટે સ્થૂલ ચોરીનો ત્યાગ આ વ્રતમાં આવે છે ચોરી લેવાની બુદ્ધિએ બીજાની ચીજ ઉઠાવાય તે ચોરી છે તેનો આ વ્રતમાં ત્યાગ છે ખાતર પાડવું તાળું તોડી લઈ જવું, ગાંઠ કાપવી, દાણચોરી કરવી, ઓછું દેવું-વધારે લેવું, તેમજ

---

१ "पङ्गुकुष्ठिकुणित्वादि दृष्ट्वा हिंसाफलं सुधीः ।
निरागस्त्रसजन्तूनां हिंसां सङ्कल्पतस्त्यजेत् ॥"
—આચાર્ય હેમચંદ્ર, યોગશાસ્ત્ર

२ "कन्यागोभूम्यलीकानि न्यासापहरणं तथा ।
कूटसाक्ष्यं च पञ्चेति स्थूलासत्यान्यकीर्तयन् ॥"
—હેમચંદ્ર, યોગશાસ્ત્ર

રાજા દંડે અને પ્રજાની દષ્ટિએ અપમાનપાત્ર થવાય એવી કોઈ ચોરી નહિ કરવાનું આ વ્રત છે કોઇનું રસ્તામા પડી ગયેલું દ્રવ્ય ઉઠાવી લેવું, કોઈના દાટેના ધનને ઉપાડી લેવું, કોઇની થાપણને ગટ કરી જવી, કોઈના ઘરમાથી ઉઠાવી જવું એ બધાનો આ વ્રતમા સારી પેઠે ત્યાગ કરાય છે[1] દેખાવમા સાધારણ ચોરી હોય પણ એથી માણસ અપ્રમાણિક બની જનનિંદ્ય બને છે એથી પોતાના વ્રતની હાસી કરાવે છે અને બીજાઓની ધર્મશ્રદ્ધા મોળી પાડવામા પોતે કારણભૂત બને છે એ વાત આ વ્રતના ધારકે ખાસ લક્ષ પર રાખવાની છે

સ્થૂલ મૈથુનવિરમણ. પરસ્ત્રીનો ત્યાગ કરવો એ આ વ્રતનો અર્થ છે વેશ્યા વિધવા અને કુમારીની સગતનો ત્યાગ આ વ્રતમાં આવી જાય છે[2]

પરિગ્રહ પરિમાણ. ઇચ્છા અપરિમિત છે તેને નિયમમા રાખવી એ આ વ્રતનો અર્થ છે ધન ધાન્ય, સોનું રૂપું, ઘર ખેતર, પશુ વગેરે તમામ મિલ્કતનો પોતાની ઇચ્છા પ્રમાણે નિયમ કરવો નિયમથી વધારે કમાણી થાય તો તે ધર્મના ક્ષેત્રમાં ખરચવી ઇચ્છાનું પરિમાણ નહિ કરવાથી લોભનું દબાણ વધુ થાય છે અને એથી વિશેષ આરભ-સમારભ અને કષાયોમા તણાવાથી આત્માની અધોગતિ થાય છે એ માટે આ વ્રતની આવશ્યકતા છે[3]

---

१ ' पतित विस्मृत नष्ट स्थित स्थापितमाहितम् ।
अदत्त नाददीत स्व परकीय क्वचित् सुधी "॥
—હેમચંદ્ર, યોગશાસ્ત્ર

२ " पण्ढत्वमिन्द्रियच्छेद वीक्ष्याऽब्रह्मफल सुधी ।
भवेत् स्वदारसन्तुष्टोऽन्यदाराम् वा विवर्जयेत् "॥
—હેમચંદ્ર, યોગશાસ્ત્ર

३ " असन्तोषमविश्वासमारम्भ दु खकारणम् ।
मत्वा मूर्च्छाफल कुर्यात् परिग्रहनियन्त्रणम् ॥ "
—હેમચંદ્ર યોગશાસ્ત્ર

**દિગ્વ્રત.** ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ વગેરે દિશાઓ તરફ જવા-આવવાનો નિયમ કરવો એ આ વ્રતનો અર્થ છે લોભવૃત્તિઓ પર અંકુશ રાખવા અને તેટલે અંશે હિંસાદિ પાપમાંથી બચી જવા માટે આ વ્રત યોજવામાં આવ્યું છે

**ભોગોપભોગપરિમાણ.** એક વાર ભોગમાં આવતા પદાર્થો ભોગ કહેવાય છે જેવા કે-અનાજ, પાણી વગેરે વારંવાર ઉપભોગમાં આવનાર વસ્ત્ર વગેરે પદાર્થો ઉપભોગ કહેવાય છે આનું પરિણામ કરવું-ઇચ્છાનુસાર નિરન્તર નિયમ કરવો એ આ વ્રતનો અર્થ છે આ વ્રતથી તૃષ્ણા-લોલુપતા ઉપર કેવું દબાણ થાય છે, એ આ વ્રતનો અનુભવ કરવાથી માલૂમ પડી શકે છે એ સિવાય મદ્ય, માંસ વગેરે અભક્ષ્ય ચીજોનું વર્જન આ વ્રતમાં આવી જાય છે શાંતિના માર્ગમાં આગળ વધવાની લાલસાના પરિણામે આવો ત્યાગમાર્ગ ગ્રહણ કરાય છે, એ માટે વિશેષ પાપમય વેપારો પણ આ વ્રતમાં વર્જ્ય ગણાય છે

**અનર્થદંડવિરમણ.** વગર પ્રયોજને દંડાવું-પાપથી બંધાવું એ અનર્થદંડ છે તેથી હઠવું એ આ વ્રતનો અર્થ છે

ફોગટ અશુભ ધ્યાન ન કરવું, વ્યર્થ પાપનો ઉપદેશ ન આપવો અને નિરર્થક બીજાને હિંસક ઉપકરણો ન દેવા[1] એ આ વ્રતનું પાલન છે એ સિવાય ખેલ-તમાશા જોવા, ગપ્પા-સપ્પા મારવા, હસી-મશ્કરીની મોજ ઉડાવવી એ વગેરે પ્રમાદાચરણ પણ આ વ્રતમાં યથાશક્તિ છોડવું જોઇએ

**સામાયિક વ્રત.** રાગદ્વેષરહિત-શાન્ત સ્થિતિમાં બે ઘડી અર્થાત્ ૪૮ મિનિટ સુધી એક આસને રહેવું એનું નામ 'સામાયિક' છે તેટલા વખતમાં આત્મતત્ત્વની વિચારણા, પોતાની જીવનદશાનું પર્યાલોચન,

---

૧ જ્યાં દાક્ષિણ્યનો વિષય હોય, ત્યાં ગૃહસ્થને ખેતર વગેરેને લગતા કાર્યોમાં પાપનો ઉપદેશ અને હિંસક ઉપકરણો આપવાનો આ વ્રતમાં પ્રતિબંધ નથી

વૈરાગ્યશાસ્ત્રોનુ પરિશીલન અધ્યાત્મ શાસ્ત્રોનુ અધ્યયન અથવા પરમાત્મા-પરમેશ્વરનુ ધ્યાન કરવાનુ છે

**દેશાવકાશિક વ્રત** છઠ્ઠા વ્રતમા ગ્રહણ કરેલા દિશાના લાંબા નિયમનો એક દિવસ અથવા અમુક ટાઇમ સુધી સક્ષેપ કરવો, એવી જ રીતે બીજા વ્રતોમા રહેલી છૂટનો સક્ષેપ કરવો એ આ વ્રતનો અર્થ છે

**પૌષધ વ્રત** ધર્મને પોષણ કરનાર હોવાથી 'પૌષધ' કહેવાય છે ઉપવાસ આદિ તપ કરી ચાર કે આઠ પહોર પર્યંત (અથવા શક્ય હોય તેટલા દિવસ સુધી) સાધુની પેઠે ધર્મ-ક્રિયામા આરૂઢ રહેવુ એ પૌષધ વ્રત છે સર્વ સસારી ભાંજગડથી છૂટા થઈ સાધુધર્મની વાનગીને રસાસ્વાદ ચાખવા માટે આ પૌષધવ્રત છે આમા સપૂર્ણ બ્રહ્મચર્યપૂર્વક યથા-વિધિ ધર્મક્રિયા કરાય છે અને બચત વખતમા શુભચિન્તન અથવા શાસ્ત્રવાચન કરવામા આવે છ

**અતિથિસવિભાગ.** આત્માની મહાન્ ઉન્નતિ મેળવવા જેઓએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કીધો છે એવા મુમુક્ષુ-અતિથિ-મુનિ-મહાત્માઓને અન્ન પાણી વસ્ત્ર વગેરે જે તેઓના સયમ-માર્ગમા બાધા ન નાખે કિન્તુ એઓના ચારિત્રને ઉપકાર કરનાર થાય એવી ચીજોનુ દાન કરવુ અને રહેવાને સ્થાન આપવુ એ આ વ્રતનો અર્થ છે સાધુ-સત સિવાય બીજા ગુણી જનોની યોગ્ય પ્રતિપત્તિ અને દીન-દુખિયાઓની સેવા પણ અવશ્ય કર્તવ્ય છે

આ બાર વ્રતોમા શરૂઆતના પાચ વ્રતો 'અણુવ્રત' કહેવાય છે, કેમકે સાધુના મહાવ્રતોની આગળ તે વ્રતો 'અણુ' એટલે નાના છે ત્યારપછીના ત્રણ 'ગુણવ્રત' કહેવાય છે, કારણકે એ ત્રણ વ્રતો અણુવ્રતોને ગુણ એટલે ઉપકાર કરનારા છે અર્થાત્ પુષ્ટિ આપનારા છે ત્યારપછીના ચાર 'શિક્ષાવ્રત' કહેવાય છે શિક્ષાવ્રત શબ્દનો અર્થ અભ્યાસ કરવાના વ્રત

બ રે વ્રતો ગ્રહણ કરવાનુ સામર્થ્ય ન હોય તો શક્તિ અનુસાર લેવા

હોય તેટલાં વ્રત લઈ શકાય છે દૃષ્ટિની શુદ્ધિ એ આ વ્રતોની પૂર્વ ભૂમિકારૂપ ગણાય છે, જેને જૈનશાસ્ત્રમાં 'સમ્યકૃત્વ' એવું નામ અપાયેલું છે

સમ્યકત્વ.

સમ્યક્ત્વ શબ્દનો સામાન્ય અર્થ સમ્યક્‌પણું–સારાપણું અર્થાત્ નિર્મલપણું થાય છે પરંતુ એનો શાસ્ત્રોક્ત વિશેષ અર્થ સમજવાની જરૂર છે

"तत्त्वार्थश्रद्धान सम्यग्दर्शनम्"[1] અર્થાત્ યથાર્થ સ્વરૂપે જીવાજીવાદિ તત્ત્વો પર પ્રતીતિ થવી એનું નામ સમ્યગ્દર્શન છે સમ્યગ્દર્શન એ સમ્યકૃત્વનું નામાન્તર છે ગૃહસ્થોને માટે સમ્યકૃત્વનું વિશેષ લક્ષણ પણ બનાવવામાં આવ્યું છે કે—

"या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः ।
धर्मे च धर्मधी: शुद्धा सम्यक्त्वमिदमुच्यते ॥"

અર્થાત્—દેવની અંદર દેવબુદ્ધિ, ગુરુમાં ગુરુબુદ્ધિ અને ધર્મ ઉપર ધર્મબુદ્ધિ–શુદ્ધ પ્રકારની હોવી એ સમ્યકૃત્વ છે અહીં દેવ–ગુરુ–ધર્મ તત્ત્વો લગાર યાદ કરી જઈએ

દેવતત્ત્વ

દેવ કહો કે ઈશ્વર કહો, એક જ વાત છે ઈશ્વરનું લક્ષણ પહેલાં બતાવી દીધું છે છતાં વિશેષ પ્રકારે,

"सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजित: ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वरः ॥"

આ શ્લોકમાંથી સ્પષ્ટ થાય છે કે—

સર્વજ્ઞ, રાગ–દ્વેષ આદિ સમગ્ર દોષોથી નિર્મુક્ત ત્રણ લોકથી

[1] 'તત્ત્વાર્થાધિગમ' સૂત્રનું પ્રારંભનું બીજું સૂત્ર

[2-3] યોગશાસ્ત્ર, હેમચંદ્રાચાર્ય

વૈરાગ્યશાસ્ત્રોનું પરિશીલન અધ્યાત્મ શાસ્ત્રોનું અધ્યયન અથવા પરમાત્મા-પરમેશ્વરનું ધ્યાન કરવાનું છે

**દેશાવકાશિક વ્રત** છઠ્ઠા વ્રતમા ગ્રહણ કરેના દિશાના લાબા નિયમનો એક દિવસ અથવા અમુક ટાઇમ સુધી સક્ષેપ કરવો, એવી જ રીતે બીજા વ્રતોમા રહેલી છૂટનો સક્ષેપ કરવો એ આ વ્રતનો અર્થ છે

**પૌષધ વ્રત** ધર્મને પોષણ કરનાર હોવાથી 'પૌષધ' કહેવાય છે ઉપવાસ આદિ તપ કરી ચાર કે આઠ પહોર પર્યંત (અથવા શક્ય હોય તેટલા દિવસ સુધી) સાધુની પેઠે ધર્મ-ક્રિયામા આરૂઢ રહેવું એ પૌષધ વ્રત છે સર્વ સસારી ભાજગડથી છેટા ખસી સાધુધર્મની વાનગીનો રસાસ્વાદ ચાખવા માટે આ પૌષધવ્રત છે આમા સપૂર્ણ બ્રહ્મચર્યપૂર્વક યથા-વિધિ ધર્મક્રિયા કરાય છે અને બચત વખતમા શુભચિન્તન અથવા શાસ્ત્રવાચન કરવામા આવે છે

**અતિથિસવિભાગ.** આત્માની મહાન્ ઉન્નતિ મેળવવા જેઓએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કીધો છે એવા મુમુક્ષુ-અતિથિ-મુનિ-મહાત્માઓ ને અન્ન, પાણી વસ્ત્ર વગેરે જે તેઓના સયમ-માર્ગમા બાધા ન નાખે, કિન્તુ એઓના ચારિત્રને ઉપકાર કરનાર થાય, એવી ચીજોનુ દાન કરવું અને રહેવાને સ્થાન આપવું એ આ વ્રતનો અર્થ છે સાધુ-સત સિવાય બીજા ગુણી જનોની યોગ્ય પ્રતિપત્તિ અને દીન-દુખિયાઓની સેવા પણ અવશ્ય કર્તવ્ય છે

આ બાર વ્રતોમા શરૂઆતના પાચ વ્રતો 'અણુવ્રત' કહેવાય છે, કેમકે સાધુના મહાવ્રતોની આગળ તે વ્રતો 'અણુ' એટલે નાના છે ત્યારપછીનાં ત્રણ 'ગુણવ્રત' કહેવાય છે કારણકે એ ત્રણ વ્રતો અણુવ્રતોને ગુણ એટલે ઉપકાર કરનારા છે અર્થાત્ પુષ્ટિ આપનારા છે ત્યારપછીના ચાર 'શિક્ષાવ્રત' કહેવાય છે શિક્ષાવ્રત શબ્દનો અર્થ અભ્યાસ કરવાના વ્રત

બારે વ્રતો ગ્રહણ કરવાનુ સામર્થ્ય ન હોય તો શક્તિ અનુસાર લેવા

હોય તેટલા ત્રત લઇ શકાય છે દૃષ્ટિની શુદ્ધિ એ આ વ્રતોની પૂર્વ ભૂમિકારૂપ ગણાય છે જેને જૈનશાસ્ત્રમા 'સમ્યક્ત્વ' એવુ નામ અપાયલુ છે

**સમ્યક્ત્વ.**

સમ્યક્ત્વ શબ્દનો સામાન્ય અર્થ સમ્યક્‌પણુ–સારાપણુ અથાત્ નિર્મલપણુ થાય છે પરતુ એનો શાસ્ત્રોક્ત વિશેષ અર્થ સમજવાની જરૂર છે

"तत्त्वार्थश्रद्धान सम्यग्दर्शनम्"[1] અર્થાત્ યથાર્થ સ્વરૂપે જીવાજીવાદિ તત્વો પર પ્રતીતિ થવી એનુ નામ સમ્યગ્દર્શન છે સમ્યગ્દર્શન એ સમ્યક્ત્વનુ નામાન્તર છે ગૃહસ્થોને માટે સમ્યક્ત્વનુ વિશેષ લક્ષણુ પણુ બનાવવામા આવ્યુ છે કે—

"या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः ।
धर्मे च धर्मधीः शुद्धा सम्यक्त्वमिदमुच्यते ॥"

અર્થાત્—દેવની અદર દેવબુદ્ધિ, ગુરુમા ગુરુબુદ્ધિ અને ધર્મ ઉપર ધર્મબુદ્ધિ–શુદ્ધ પ્રકારની હોવી એ સમ્યક્ત્વ છે અહીં દેવ–ગુરુ–ધર્મ તત્વો લગાર સાફ કરી જઇએ

**દેવતત્વ**

દેવ કહો કે ઇશ્વર કહો, એક જ વાત છે ઇશ્વરનુ લક્ષણુ પહેલા બતાવી દીધુ છે છતા વિશેષ પ્રકારે,

"सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजित. ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वरः ॥"

આ શ્લોકમાથી સ્પષ્ટ થાય છે કે—

સર્વજ્ઞ, રાગ–દ્વેષ આદિ સમગ્ર દોષોથી નિર્મુક્ત, ત્રણુ લોકથી

---

1 'તત્ત્વાર્થાધિગમ' સૂત્રનુ પ્રારભનુ બીજુ સૂત્ર
2–3 યોગશાસ્ત્ર, હેમચદ્રાચાર્ય

વૈરાગ્યશાસ્ત્રોનુ પરિશીલન અધ્યાત્મ શાસ્ત્રોનુ અધ્યયન અથ પરમેશ્વરનુ ધ્યાન કરવાનુ છે

**દેશાવકાશિક વ્રત** છઠ્ઠા વ્રતમા ગ્રહણ કરેલા [ નિયમનો એક [ વસ અથવા અમુક ટાઇમ સુધી સક્ષેપ કર રીને બીજા વ્રતોમા રહેલી છૂટનો સક્ષેપ કરવો એ આ વ્રત

**પૌષધ વ્રત** ધર્મને પોષણ કરનાર હોવાથી 'પૌષધ' ઉપવાસ આદિ તપ કરી ચાર કે આઠ પહોર પર્યંત ( અ હોય તેટલા દિવસ સુધી ) સાધુની પેઠે ધર્મ-ક્રિયામા આરૂ પૌષધ વ્રત છે સર્વ સસારી ભાજગડથી છેટા ખસી સાધુધર્મનો રમાસ્વાદ ચાખવા માટે આ પૌષધવ્રત છે, આમા સપૂર્ણ બ્ર યથા-વિધિ ધર્મક્રિયા કરાય છે અને બચત વખતમા શુભચિન્ત શાસ્ત્રવાચન કરવામા આવે છે

**અતિથિસવિભાગ** આત્માની મહાન્ ઉન્નતિ મેળવવા ગૃહસ્થાશ્રમનો ત્યાગ કીધો છે, એવા મુમુક્ષુ-અતિથિ-મુનિ-મહા અન્ન પાણી વસ્ત્ર વગેરે જે તેઓના સયમ-માર્ગમા બાધા કિન્તુ એઓના ચારિત્રને ઉપકાર કરનાર થાય એવી ચીજોનુ દ અને રહેવાને સ્થાન આપવુ એ આ વ્રતનો અર્થ છે સાધુ-સ બીજા ગુણી જનોની યોગ્ય પ્રતિપત્તિ અને દીન-દુખિયાઓની અવશ્ય કર્તવ્ય છે

આ બાર વ્રતોમા શરૂઆતના પાચ વ્રતો 'અણુવ્રત' કહે કેમકે સાધુના મહાવ્રતોની આગળ તે વ્રતો 'અણુ એટલે ત્યારપછીના ત્રણ 'ગુણવ્રત' કહેવાય છે, કારણકે એ ત્રણ વ્રતો ગુણ એટલે ઉપકાર કરનાર છે અર્થાત્ પુષ્ટિ આપનારા છે ચાર શિક્ષાવ્રત' છે શિક્ષાવ્રત શબ્દનો અર્થ કરવાના વ્રત

બારે વ્રતો અહીં ... ન હોય તો શક્તિ

હોય તેટલા વ્રત લઇ શકાય છે દૃષ્ટિની શુદ્ધિ એ આ વ્રતોની પૂર્વ ભૂમિકારૂપ ગણાય છે જેને જૈનશાસ્ત્રમા 'સમ્યક્ત્વ' એવુ નામ અપાયેલુ છે

સમ્યક્ત્વ.

સમ્યક્ત્વ શબ્દનો સામાન્ય અર્થ સમ્યક્‌પણુ–સારાપણુ અર્થાત્ નિર્મળપણુ થાય છે પરન્તુ એનો શાસ્ત્રોક્ત વિશેષ અર્થ સમજવાની જરૂર છે

"तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्"[1] અર્થાત્ યથાર્થ સ્વરૂપે જીવાજીવાદિ તત્વો પર પ્રતીતિ થવી એનુ નામ સમ્યગ્દર્શન છે સમ્યગ્દર્શન એ સમ્યક્ત્વનુ નામાન્તર છે ગૃહસ્થોને માટે સમ્યક્ત્વનુ વિશેષ લક્ષણ પણ બતાવવામા આવ્યુ છે કે—

"या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः ।
धर्मे च धर्मधीः शुद्धा सम्यक्त्वमिदमुच्यते ॥"[2]

અર્થાત્—દેવની અંદર દેવબુદ્ધિ, ગુરુમા ગુરુબુદ્ધિ અને ધર્મ ઉપર ધર્મબુદ્ધિ–શુદ્ધ પ્રકારની હોવી એ સમ્યક્ત્વ છે અહીં દેવ–ગુરુ–ધર્મ તત્વો લગાર યાદ કરી જઇએ

દેવતત્વ

દેવ કહો કે ઇશ્વર કહો, એક જ વાત છે ઇશ્વરનુ લક્ષણ પહેલા બતાવી દીધુ છે બીજા વિશેષ પ્રકારે,

"सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजितः ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वरः ॥"[3]

આ શ્લોકમાથી સ્પષ્ટ થાય છે કે—

સર્વજ્ઞ, રાગ–દ્વેષ આદિ સમગ્ર દોષોથી નિર્મુક્ત ત્રણ લોકથી

---

1 'તત્ત્વાર્થાધિગમ સૂત્રનુ પ્રારભનુ બીજુ સૂત્ર

2–3 યોગશાસ્ત્ર હેમચન્દ્રાચાર્ય

આત્માનો ક્રમિક વિકાસ સમજવો જોઇએ એ ગુણસ્થાનનો વિષય હોઇ હવે તે તરફ જરા દૃષ્ટિ કરીએ

## ગુણશ્રેણી અથવા ગુણસ્થાન

જૈનશાસ્ત્રમા ચૌદ શ્રેણીઓ બતાવી છે આ શ્રેણીઓ ગુણસ્થાનની છે ગુણસ્થાન એટલે ગુણની અવસ્થા, ગુણનો વિકાસ આત્માના ગુણોનો વિકાસ યથાયોગ ક્રમશ ચૌદ શ્રેણિઓમાં થાય છે

પહેલી શ્રેણી( પંક્તિ )ના જીવો કરતા બીજી–ત્રીજી શ્રેણીના જીવો આત્મગુણના સંપાદનમા આગળ વધેલા હોય છે અને તે કરતા ચોથી શ્રેણીના જીવો વધુ ઉન્નતિ પર હોય છે આ પ્રમાણે ઉત્તરોત્તર શ્રેણીના જીવો–યથાસંભવ–પૂર્વ પૂર્વ શ્રેણીના જીવોથી અધિક ઉન્નતિ પર પહોચેલા હોય છે યાવત્ ચૌદમી શ્રેણીમા આવેલાઓ પરમ નિર્મલ–પરમ કૃતાર્થ હોય છે અને તત્કાલ મુક્તિમાં આરૂઢ થઈ જાય છે બધા પ્રાણિઓ પહેલાં તો પ્રથમ શ્રેણીમા વર્તનારા હોય છે, પણ એમાંથી જેઓ આત્મમન ફોરવી આગળ ધપવાનો પ્રયાસ કરે છે, તેઓ ઉત્તરોત્તર શ્રેણીઓમા યોગ્ય ક્રમથી પસાર થતા અન્તતઃ ચૌદમી શ્રેણીમા આવી પહોચે છે મ પ્રયત્નવાળાઓને વચલી કેટલીક શ્રેણિઓમા વધારે રોકાવુ પડે છે જેથી તેરમી–ચૌદમી શ્રેણીએ પહોચતા તેઓને ઘણો વિલંબ લાગે છે કેટલાક પ્રબલ પુરુષાર્થ ફોરવનારા તીવ્ર વેગથી કામ લેતા વચલી શ્રેણિઓની મુલાકાત લેવામા વધુ વખત ન લગાડતા જલ્દી તેરમી–ચૌદમી શ્રેણી ઉપર આવી પહોચે છે

આ વિષય [illegible] છતાં, સમજવામા ધ્યાન અપાય તો મજાનો
[illegible] ઉત્ક્રાન્તિની વિવેચના છે મોક્ષમહેલ
[illegible] સરણી છે પહેલા પગથિઆથી
[illegible] કોઈ ઉતાવળથી ચઢતાં
[illegible] કરે છે કેટલાક

ચઢતા ચઢતા ભાન નહિ રાખવાથી નીચે ગબડી પડે છે અને પહેલે પગથિયે જઈ પડે છે અગ્યારમા પગથિયા સુધી પહોચેનારાઓને પણ મોહનો ફટકો લાગવાથી એકદમ નીચે પડવાનુ થાય છે એટલા જ માટે શાસ્ત્રોમા એ વાતની વારવાર ઉદ્‌ઘોષણા કરવામા આવી છે કે ચઢતા ચઢતા લગારે પ્રમાદ કે ગફલત ન થવી [1]જોઈએ બારમે પગથિયે પહોચ્યા પછી પડવાનો કોઈ જાતનો ભય રહેતો નથી આઠમે-નવમે પગથિયે મોહનો ક્ષય શરૂ થયા પછી પડવાનો ભય તદ્દન ટળી જાય છે

આ વિષયને લગાર ટૂકમા કહી જઈએ પ્રથમ ચૌદ ગુણશ્રેણિઓના નામ—

મિથ્યાદૃષ્ટિ સાસાદન, મિશ્ર અવિરતસમ્યગ્દૃષ્ટિ દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત, અપૂર્વકરણ, અનિવૃત્તિ, સૂક્ષ્મસપરાય, ઉપશાન્તમોહ, ક્ષીણમોહ, સયોગકેવલી અયોગીકેવલી

મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન—સર્વ જીવો પહેલા તો એકદમ અધોગતિના નીચે પાટલે હોય છે, એ સહુ સમજી શકે છે અનએક પહેલી શ્રેણીમા વમના જીવો મિથ્યાદૃષ્ટિવાળા હોય છે મિથ્યાદૃષ્ટિ એટલે અજ્ઞાનદૃષ્ટિ આ પટેના પગથિયા ઉપરથી આગળ વધાય છે આ સર્વાધમ પ્રથમ શ્રેણી અથવા પ્રથમ પગથિયુ શો એવો ગુણ ધરાવે છે કે જેથી તેને પણ 'ગુણશ્રેણી' અથવા 'ગુણસ્થાન' શબ્દ ઘટી શકે ? એવો સહજ પ્રશ્ન આવી ઊભો થઈ શકે ? આના સમાધાનમા એમ સમજવુ કે, દરેક જીવો-સૂક્ષ્મમા સૂક્ષ્મ અને એકદમ નીચેની હદના જીવોમા પણ કિંચિત્ ચૈતન્યમાત્ર તો અવશ્ય પ્રકટ હોય છે એ અપેક્ષાએ મિથ્યાદૃષ્ટિને 'ગુણસ્થાન' કહ્યુ છે

---

૧ જૈન ઉત્તરાધ્યયન સૂત્રમા દશમા અધ્યયનમા ભગવાન્ મહાવીરે ગૌતમને સબોધીને 'ગોયમ ! મ કર પ્રમાદ' એવા અર્થના શબ્દોથી ભૂરિ ભૂરિ ઉપદેશ કર્યો છે

કષ્ટાનુગમ પણ મુક્તિના માર્ગને મેળવી આપતુ નથી મનુસ્મૃતિમા પણ કહ્યુ છે કે—

"सम्यग्दर्शनसम्पन्न कर्मणा नहि बध्यते ।
दर्शनेन विहीनस्तु संसारे प्रतिपद्यते ॥ ७४ ॥"

(અધ્યાય છઠ્ઠો)

—સમ્યગ્દર્શનસમ્પન્ન પ્રાણી કર્મથી બધાતો નથી, જ્યારે સમ્યગ્દર્શન રહિત પ્રાણી સસારમા રઝળ્યા કરે છે

દેશવિરતિ—સમ્યક્ત્વ સહિત, ગૃહસ્થના વ્રતો પાલન કરવા એ 'દેશવિરતિ' છે સર્વથા નહિ કિન્તુ અમુક અમુક અશે પાપકર્મથી હઠવુ એ 'દેશ-વિરતિ' શબ્દનો અર્થ છે

પ્રમત્તગુણસ્થાન—સાધુના મહાવ્રતોને ધારણ કરનાર, પણ પ્રમાદના બધનથી પૂર્ણ મુક્ત નહિ થયેલ, એવા મુનિ મહાત્માઓનુ આ છઠ્ઠુ ગુણસ્થાન છે

અપ્રમત્તગુણસ્થાન—પ્રમાદના બધનથી મુક્ત થયેલ મહામુનિવરોનુ આ સાતમુ ગુણસ્થાન છે

અપૂર્વકરણ[1]—મોહનીય કર્મને ઉપશમ યા ક્ષય કરવાનો

અનિવૃત્તિગુણસ્થાન—અહીં પૂર્વ ગુણસ્થાનના કરતા એવો અધિક ઉજ્જ્વલ આત્મપરિણામ હોય છે, કે જે વડે મોહનો ઉપશમ યા ક્ષય થવા માડે છે

સૂક્ષ્મસપરાય[2]—ઉક્ત ગુણસ્થાનમા મોહનીય કર્મનો ઉપશમ યા ક્ષય થતે થતે, જ્યારે બધુ મોહનીય કર્મ ઉપશાન્ત યા ક્ષીણ થઈ જાય

૧. 'કરણ એટલે અધ્યવસાય-આત્મપરિણામ.
૨. 'સપરાય એટલે કષાય. પણ પ્રકૃતમા લોભ લેવો

છે, માત્ર એક લોભનો સૂક્ષ્મ અંશ અવશિષ્ટ રહે છે ત્યારે આ ગુણસ્થાન પ્રાપ્ત થયું કહેવાય છે

ઉપશાન્તમોહ—પૂર્વ ગુણસ્થાનોમાં મોહનો ઉપશમ જ કરવો જેણે આરમ્ભ્યો છે, તેને સંપૂર્ણ મોહ ઉપશાન્ત થયે આ ગુણસ્થાન પ્રાપ્ત થયું કહેવાય છે

ક્ષીણમોહ—પૂર્વ ગુણસ્થાનોમાં મોહનીય કર્મનો ક્ષય જ જેણે આરમ્ભ્યો છે, તેને સંપૂર્ણ મોહ ક્ષીણ થયે આ ગુણસ્થાન પ્રાપ્ત થયું કહેવાય છે

અહીં ઉપશમ અને ક્ષયમાં ફરક સમજવાનો છે સામાન્ય રીતે એમ સમજણી અપાય કે, આગ પર પાણી નાખી તેને હોલવી નાખવી એ ક્ષય અને રાખ નાખી તેને ઢાંકી દેવી એ 'ઉપશમ' મોહનો સર્વથા ઉપશમ થયો હોય ત્યાં પુન મોહનો પ્રાદુર્ભાવ થયા વગર રહેતો નથી. જેમ, પાણીના વાસણમાં પાણીની રજ બધી તળીયે બેસી જાય છે ત્યારે તે પાણી સ્વચ્છ દેખાય છે તેમ મોહના રજકણો—મોહનો તમામ પુંજ આત્માના પ્રદેશોમાં જ્યારે સ્થિર થઈ જાય છે, ત્યારે આત્માના પ્રદેશો સ્વચ્છ જેવા બને છે પરંતુ આ સ્વચ્છતા કેટલા વખતની? પેલા પાણીની નીચે બેસી ગયેલા રજકણો થોડીવારમાં પાણીને કિંચિત્માત્ર ક્રિયાની અસર લાગવાથી જેમ તમામ પાણીમાં પ્રસરી જાય છે તેમ ઉપશાન્ત થયેલ મોહપુંજ થોડીવારમાં પુન ઉદયમાં પ્રાપ્ત છે, અને તેથી કરી, જેવી રીતે ગુણશ્રેણીઓમાં ચઢવાનું થયું હતું, તેવી રીતે પડવાનું થાય છે આ ઉપરથી જોઈ શકાય છે કે—મોહનો સર્વથા ક્ષય થવાથી જ કેવળજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે, કારણ કે મોહનો (કોઈ પણ કર્મનો) સમૂલ ક્ષય થયા પછી પુન ઉદ્ભવ થતો નથી.

કેવલજ્ઞાનના પ્રાદુર્ભાવના ક્ષણથી જ—

સયોગકેવલી ગુણસ્થાનની શરૂઆત થાય છે આ ગુણસ્થાનના જે 'સયોગ' શબ્દ મૂક્યો છે, તેનો અર્થ 'યોગવાળો' થાય

છે યોગ એટલે શરીર વગેરેના વ્યાપારો કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ શરીરધારીને ગમનાગમનનો વ્યાપાર, બોલવાનો વ્યાપાર વગેરે વ્યાપારો રહ્યા હોવાથી તે શરીરધારી કેવલી સયોગ કહેવાય છે

તે કેવલી પરમાત્માઓના આયુષ્યના અન્ત વખતે પરમ શુક્લધ્યાનના પ્રભાવે તમામ વ્યાપારોનો નિરોધ થઈ જાય છે, ત્યારે તે અવસ્થાનુ ગુણસ્થાન—

**અયોગી કેવલી** છે અયોગી કેવલી એટલે સર્વ વ્યાપાર રહિત—સર્વક્રિયા રહિત

ઉપર જોઈ ગયા તેમ ગુણશ્રેણિઓમા આગળ વધતો આત્મા કેવલજ્ઞાન મેળવી અને આયુષ્યના અન્તે અયોગી થઈ તત્કાલ મુક્તિ પામે છે આ વિષય આધ્યાત્મિક છે એ પ્રસંગે અધ્યાત્મની ભૂમિકાનુ કંઈક દિગ્દર્શન કરવુ ઠીક ગણાશે

## અધ્યાત્મ

સસારની ગહન ગતિ છે જગતમા સુખી જીવોના કરતા દુ:ખી જીવોનુ ક્ષેત્ર મ્હોટુ છે આધિ—વ્યાધિ—રોગ—સતાપથી લોક પરિતપ્ત છે સુખના સાધનો હજાર પ્રકારના મોજૂદ રહેતે પણ મોહતાપના દર્દો મટી શકતા નથી આરોગ્ય, લક્ષ્મી, સુવનિતા અને સત્પુત્ર વગેરે મળવા છતા પણ દુ:ખનો સયોગ ખસી શકતો નથી નિ:સન્દેહ, ભવચક્રનો પ્રવાસ મહાન વિષમ અને ગહન છે

સુખ—દુ:ખનો તમામ આધાર મનોવૃત્તિઓ ઉપર છે મહાન્ ધનાઢ્ય મનુષ્ય પણ લોભના ચક્કરમાં ફસાવાથી ભારે દુ:ખી રહ્યા કરે છે, જ્યારે નિર્ધન મનુષ્ય પણ સન્તોષવૃત્તિના પ્રભાવે મન ઉપર ઉદ્વેગ નહિ રાખતો હોવાથી સુખી રહે છે મહાત્મા ભર્તૃહરિનુ સ્પષ્ટ કથન છે કે—

"मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्र ?"

આ ઉપરથી જોઇ શકીએ છીએ કે મનોવૃત્તિઓનો વિલક્ષણ પ્રવાહ જ સુખ-દુખના પ્રવાહનુ મૂળ છે

એક જ વસ્તુ એકને સુખકારી હોય છે, જ્યારે બીજાને તે દુખ ઉપજાવનાર થાય છે, જે પદાર્થ એક વખત જેને રોચક લાગ્યો હોય છે, તે જ પદાર્થ બીજી વખતે તેને જ અરોચક થઇ પડે છે આથી સમજી શકાય છે કે બાહ્ય પદાર્થો સુખ-દુખના સાધક નથી, કિન્તુ એ ત્યધુ મનોવૃત્તિઓના વિચિત્ર પ્રવાહ ઉપર આધાર રાખે છે

રાગ, દ્વેષ અને મોહ એ મનની વૃત્તિઓના પરિણામો છે એ ત્રણે ઉપર આખુ સસાર-ચક્ર ફરે છે એ [1]ત્રિદોષને દૂર કરવા અધ્યાત્મશાસ્ત્ર સિવાય બીજ ય કોઇ વૈદ્યક ગ્રથ નથી, પરતુ એ વાતનો પોતાની જાતે અનુભવ થવો કે ' હુ એક પ્રકારે રોગી છુ ' એ બહુ કઠિન છે જ્યા સસારના ભોગતરંગો મન ઉપર અફળાતા હોય, વિષયરૂપ વિજળીના ચમકારા હૃદયને આજી નાખતા હોય અને તૃષ્ણા-જળના ઘોષમા આત્મા બેભાન બની રહ્યો હોય, ત્યા પોતાનો ગુપ્ત રોગ સમજવો એ ભારે કઠિન છે આવી સ્થિતિના અનભિજ્ઞ જીવો એકદમ અધ સ્થિત છે તે સ્થિતિથી આગળ વધેલા જીવો જેઓ પોતાને ત્રિદોષાક્રાન્ત સમજે છે જેઓ પોતાને ત્રિદોષજન્ય ઉગ્ર તાપમા સપડાયલા માને છે અને તે રોગના પ્રતીકારની શોધમાં ઉત્સુક છે તેવાઓને માટે આધ્યાત્મિક ઉપદેશ ઉપયોગી છે

અધ્યાત્મ શબ્દ ' અધિ અને ' આત્મા ' એ બે શબ્દોના સમાસ(Compound)થી બનેલો છે આત્માના શુદ્ધ સ્વરૂપને લક્ષ કરી તદનુસાર વર્તન કરવુ એ અધ્યાત્મ શબ્દનો અર્થ છે સસારના મુખ્ય બે તત્વો જડ અને ચેતન જે, એકબીજાના સ્વરૂપને જાણ્યા સિવાય જાણી શકાતા નથી આ અધ્યાત્મના વિષયમા પૂર્ણ રીતે ભાગ ભજવે છે

[1] રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ દોષોને ' ત્રિદોષ ' સજ્ઞા આપી છે

'આત્મા શી વસ્તુ છે?' 'આત્માને સુખ–દુ ખનો અનુભવ કેમ થાય છે?' 'આત્મા પોતે જ સુખ–દુ ખના અનુભવનું કારણ છે, કે કોઈ અન્યના સમર્ગથી આત્માને સુખ–દુ ખ અનુભવાય છે?' 'કર્મનો સસર્ગ આત્માને કેમ થઇ શકે?' 'તે સસર્ગ આદિમાન્ છે કે અનાદિ?' 'અનાદિ હોય તો તે સસર્ગનો ઉચ્છેદ કેવી રીતે થઈ શકે?' 'કર્મનું સ્વરૂપ કેના પ્રકારનું છે?' 'કર્મના ભેદાનુભેદો કેવી રીતે છે?' 'કર્મનો બધ ઉદય અને સત્તા કેવી રીતે નિયમબદ્ધ છે?' આ બધી બાબતો અધ્યાત્મના વિષયમા સારી પેઠે પથરાયની હોય છે

એ સિવાય અધ્યાત્મના વિષયમા મુખ્યતયા સસારની નિસ્સારતા અને નિર્ગુણતાનો આબેહૂબ ચિતાર આપવામા આવે છે જૂદી જૂદી રીતે ભાવનાઓ સમજાવી મોહ–મમતા ઉપર દબાણ કરવા તરફ અધ્યાત્મશાસ્ત્રનો પ્રધાન ઉપદેશ હોય છે

દુરાગ્રહનો ત્યાગ, તત્વશ્રવણની ઇચ્છા, સતનો સમાગમ, સાધુપુરુષોની પ્રતિપત્તિ તત્વશ્રવણ મનન નિદિધ્યાસન મિથ્યાદષ્ટિનો વિનાશ, સમ્યગ્દષ્ટિનો પ્રકાશ, ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોનો સહાર ઇન્દ્રિયોનો સયમ, મમતાનો પરિહાર, સમતાનો પ્રાદુર્ભાવ, મનોવૃત્તિઓનો નિગ્રહ, ચિત્તની નિશ્ચલતા, આત્મસ્વરૂપરમણતા, ધ્યાનનો પ્રવાહ સમાધિનો આવિર્ભાવ, મોહાદિ કર્મોનો ક્ષય અને છેવટે કેવલજ્ઞાન તથા મોક્ષની પ્રાપ્તિ, એ રીતે મૂળથી લઇને ક્રમશ થતી આત્મોન્નતિ અધ્યાત્મશાસ્ત્રમા વર્ણવવામા આવે છે

'અધ્યાત્મ' કહો કે 'યોગ' કહો, એક જ વાત છે 'યોગ' શબ્દ, 'જોડવું' એ અર્થવાળા '**युज्**' ધાતુથી બનેલો છે મુક્તિની સાથે જોડી આપનાર સાધનને યોગ' કહેવામા આવે છે

અન ત જ્ઞાનસ્વરૂપ સચ્ચિદાન દમય આત્મા, કર્મના સસર્ગથી શરીરરૂપ અંધારી કોટડીમા સપડાયો છે કર્મના સસર્ગનું મૂળ અજ્ઞાનતા છે આત્મસ્વરૂપનો અભ્યાસી એ અજ્ઞાનતાના પજામાથી છૂટી શકે છે

સમગ્ર શાસ્ત્રો અને સકલ વિદ્યાઓ જાણવા છતાં પણ આત્મસ્વરૂપનું જ્ઞાન ન થયું હોય તો અજ્ઞાનતા છે આત્મજ્ઞાન વગરના મનુષ્યનું દરિયા જેટલું જ્ઞાન પણ પરમાર્થ દૃષ્ટિએ નિરર્થક છે

આત્માની અજ્ઞાનતાથી થતું દુઃખ આત્મજ્ઞાનથી જ ક્ષય કરી શકાય છે કેમકે પ્રકાશ અને અંધકારની જેમ જ્ઞાન અને અજ્ઞાનનો વિરોધ છે અને એથી અંધકારને હણવા જેમ પ્રકાશ જરૂરનો છે તેમ અજ્ઞાનને હણવા જ્ઞાન જરૂરનું છે જ્યાં સુધી આત્મા કષાયો ઇંદ્રિયો અને મનને વશીભૂત છે ત્યાં સુધી તે આત્મા જ પોતે સંસાર છે અને જ્યારે ક્રોધાદિ કષાયોના ક્ષયદ્વારા ઇંદ્રિયો અને મનને જીતી નિર્મોહ દશામાં પ્રાપ્ત થઇ પૂર્ણ વિમાસમાં આવે છે, ત્યારે તે જ આત્મા મોક્ષ કહેવાય છે

ક્રોધનો નિગ્રહ ક્ષમાથી થાય છે માનનો પરાજય મૃદુતાથી થાય છે માયાનો સંહાર સરલતાથી થાય છે અને લોભનું નિકંદન સંતોષથી થાય છે આ કષાયોનો વિજય કરવા ઇન્દ્રિયોને સ્વાધીન કરવી જોઇએ ઇંદ્રિયો ઉપર સત્તા જમાવવા મનની શુદ્ધિની આવશ્યકતા છે સત્ ક્રિયાના અભ્યાસથી અને વૈરાગ્યથી મનનો નિરોધ થઇ શકે છે [1] મનનો નિરોધ કરવામાં રાગ-દ્વેષ ઉપર અંકુશ મૂકવો ખાસ અગત્યનો છે રાગ-દ્વેષરૂપ મેલને દૂર કરવાનું કામ સમતારૂપ જળનું છે સમતાગુણનો પ્રાદુર્ભાવ મમતાને અટકાવ્યા વગર કદી થતો નથી મમતાને દૂર કરવા—

'अनित्य संसारे भवति सकलं यन्नयनगम्'

— સંસારમાં જે કાંઈ આંખથી દેખાય છે તે બધું અનિત્ય છે' એવી અનિત્ય ભાવના અને તે સિવાય બીજી અશરણ' વગેરે બાર નામો ભાવવી જોઈએ આ ભાવનાઓનો વેગ જેમ જેમ પ્રબલ થતો જાય છે તેમ તેમ મમત્વરૂપ અન્ધકાર તે પ્રમાણમાં ક્ષીણ થતો જાય

---

१ " असंशयं महाबाहो ! मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन च कौंतेय ! वैराग्येण च गृह्यते ॥ "

—ભગવદ્ ગીતા

છે, તે પ્રમાણમા સમતાની જળહળની જ્યોતિ બહાર આવે છે ધ્યાનનો મુખ્ય પાયો આ સમતા છે આ સમતાની પરાકાષ્ઠાના પરિણામે કોઈ એક વસ્તુ ઉપર ચિત્તની એકાગ્રતા સિદ્ધ થઈ શકે છે ધ્યાનની શ્રેણીમા આવ્યા પછી પણ સિદ્ધિલબ્ધિઓ પ્રાપ્ત થતાં જો ફરી મોહમા ફસાવાનુ થાય, તો અધઃપાત થવામા વાર લાગે નહિ એ માટે ધ્યાની પુરુષને પણ સપૂર્ણ મોહનો ક્ષય જ્યા સુધી ન થાય, ત્યા સુધી પ્રતિક્ષણ સાવચેત રહેવાનુ હોય છે

ધ્યાનની ઉચ્ચ અવસ્થાને 'સમાધિ' નામ આપ્યુ છે એ રસ્તે કર્મસમૂહનો ક્ષય થવાથી કેવલજ્ઞાન પ્રકટ થાય છે કેવનજ્ઞાનવાળો આત્મા શરીરધારી છે ત્યા સુધી જીવનમુક્ત કહેવાય છે તે સાકાર પરમાત્મા છે અને શરીરનો સબન્ધ છૂટયેથી પરબ્રહ્મસ્વરૂપી થાય છે તે નિરાકાર પરમાત્મા છે

આત્મા, મૂઢદૃષ્ટિવાળો હોય ત્યારે 'બહિરાત્મા' તત્ત્વદૃષ્ટિવાળો થાય ત્યારે 'અન્તરાત્મા' અને પૂર્ણોજ્જ્વળ-પૂર્ણ પ્રકાશ બને ત્યારે પરમાત્મા કહેવાય છે બીજી રીતે, શરીર એ 'બહિરાત્મા', શરીરમા રહેલો ચૈતન્યસ્વરૂપ જીવ એ 'અન્તરાત્મા' અને એ જ જીવ, અવિદ્યાથી મુક્ત પરમ શુદ્ધ સચ્ચિદાનન્દરૂપ બનેલો 'પરમાત્મા' કહેવાય છે

બહિરાત્મા, ભદ્રાત્મા, અન્તરાત્મા, સદાત્મા, મહાત્મા, યોગાત્મા અને પરમાત્મા એ પ્રમાણે પણ આત્માની અવસ્થાનો ક્રમ બતાવી શકાય છે

જૈનશાસ્ત્રકારો યોગની આઠ દૃષ્ટિઓનુ વર્ણન આપે છે—મિત્રા, તારા, બલા દીપ્રા, સ્થિરા, કાન્તા, પ્રભા અને પરા આ દૃષ્ટિઓમાં આત્માની ઉન્નતિનો ક્રમ રહેલો છે પ્રથમ દૃષ્ટિમા એવો બોધ હોય છે કે જે બોધના પ્રકાશને તૃણના અગ્નિના ઉદ્યોતની ઉપમા આપવામા આવે છે, અને તે બોધને અનુસાર, તે દૃષ્ટિમા સામાન્ય રીતે સદ્વર્તન હોય છે આ સ્થિતિમાથી જ્ઞાન અને વર્તનમા જેમ જેમ ઉન્નત થવાય

છે તેમ તેમ તે તે ક્રમાણે આગળની દૃષ્ટિઓમાં પસાર થયાનું કહેવાય છે

જ્ઞાન અને ક્રિયાની આ આઠ ભૂમિકાઓ છે પૂર્વ પૂર્વ ભૂમિકા કરતા ઉત્તર ઉત્તર ભૂમિકામા જ્ઞાન અને ક્રિયાનો પ્રકર્ષ હોય છે આઠ દૃષ્ટિઓમા યોગના યમ નિયમ, આસન પ્રાણાયામ, પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ એ આઠ અગો ક્રમશ સિદ્ધ કરવામા આવે છે, એ રીતે આત્મોન્નતિનો વ્યાપાર કરતા છેવટની દૃષ્ટિએ મહાન્ વિકાસ પ્રાપ્ત થતા તમામ આવરણોનો ક્ષય થવાની સાથે કેવળજ્ઞાન મેળવાય છે[1]

" योगश्चित्तवृत्तिनिरोध " એ મહાત્મા પતંજલિનો યોગના સબન્ધમા પ્રથમ સૂત્રપાત છે ચિત્તવૃત્તિઓ ઉપર દબાણ રાખવું—અન્યત્ર જ્યા ત્યા ભટકતી ચિત્તની વૃત્તિઓને આત્માના સ્વરૂપમા જોડી રાખવી એને યોગ કહેવામા આવે છે એ સિવાય આ હદ ઉપર આવવાના સાધનભૂત જે જે શુભ વ્યાપારો છે તે પણ યોગના કારણ હોવાથી યોગ કહી શકાય છે

મુક્તિના વિષયની સાથે સીધી રીતે સબન્ધ ધરાવનાર દુનિયામાં એક માત્ર અધ્યાત્મશાસ્ત્ર છે મુક્તિના સાધનો સપાદન કરવાનો રસ્તો બતાવવો અને વચમા આવતી નડતરો તરફ સાવચેતી આપવી એ જ અધ્યાત્મશાસ્ત્રનો પ્રતિપાદ્ય વિષય છે પૂર્વના બધાયલા કર્મો ક્ષીણ કરવા અને નવા આવતા કર્મોને અટકાવવા એ બે જ માત્ર મોક્ષના ઉપાયો છે એમા પહેલા ઉપાયને ' નિર્જરા ' અને બીજા ઉપાયને ' સવર નામ આપેલુ પાછળ જોઇ ગયા છીએ આ બને ઉપાયોને સિદ્ધ કરવા

---

1 આઠ દૃષ્ટિઓનો વિષય, હરિભદ્રસૂરિકૃત યોગદૃષ્ટિસમુચ્ચય અને યશો વિજયજી ઉપાધ્યાયકૃત ' દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા વગેરે ગ્રથોમા છે યોગનુ વર્ણન ' હેમચન્દ્રાચાર્ય કૃત યોગશાસ્ત્ર શુભચન્દ્રાચાર્ય કૃત જ્ઞાનાર્ણવ વગેરે ગ્રથોમા છે પાતંજલ યોગની સાથે જૈનયોગની વિવેચના યશોવિજયજી ઉપાધ્યાય કૃત દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા 'મા છે આ બધા ગ્રથો છપાઇ બહાર પડેલા છે

સદ્દવિચારણા, સદાચરણા, તપ, સયમ, ભાવનબળ તથા આધ્યાત્મિક તત્ત્વોનુ પુન પુન પરિશીલન અને ખરાબ મયોગોથી દૂર રહેવુ—એ જ અધ્યાત્મશાસ્ત્રવર્ણિત સાધન—પ્રણાલી છે

આત્મામા અનન્ત શક્તિઓ છે અધ્યાત્મના માર્ગે તે શક્તિઓને ખીલવી શકાય છે આવરણો દૂર થવાથી આત્માની જે શક્તિઓ પ્રકાશમા આવે છે, તે વર્ણનમા મૂકી શકાય તેમ નથી આત્માની શક્તિ (Power) સામે વિજ્ઞાન(Science)ના ચમત્કારો કાઇ હિસાબમા નથી જડવાદ વિનાશી છે, જ્યારે આત્મવાદ તેથી ઊલટો છે જડવાદથી પ્રાપ્ત થતી ઉન્નતિ અને જડ પદાર્થોના આવિષ્કારો એ બધુ નશ્વર છે, પરતુ આત્મસ્વરૂપનો પ્રકાશ અને તેથી થતો મહાન્ અપૂર્વ આનદ એ અખડ અને અક્ષય છે, નિસ્સદેહ, આધ્યાત્મિક જીવન એ જ ઉચ્ચ કોટીનુ જીવન છે

## જૈન—જૈનેતર દૃષ્ટિએ આત્મા

અધ્યાત્મના વિષયમા આત્માનુ સ્વરૂપ જાણવુ અગત્યનુ છે જૂદી જૂદી દૃષ્ટિએ આત્મસ્વરૂપનો વિચાર કરવાથી તે સબધી શકાઓ ટળી જાય છે અને આત્માની સાચી ઓળખાણ થવાથી તેના ઉપર અધ્યાત્મનો પાયો માડી શકાય છે પરન્તુ આ વિષય અતિ વિસ્તૃત છે, છતા તે સબધી એકાદ બે બાબતો ઉપર ટૂક અવલોકન કરી લઇએ—

પ્રથમત કેટનાક દર્શનકારો[1] આત્માને શરીર માત્રમા સ્થિત નહિ માનતા વ્યાપક માને છે અર્થાત્ પ્રત્યેક આત્મા આખા જગત્ને વ્યાપ્ત કરી રહેલો છે, એમ એઓનો અભિપ્રાય છે એ સિવાય એમ પણ એઓનુ માનવુ છે કે જ્ઞાન એ આત્માનુ અસલ સ્વરૂપ નથી, કિન્તુ શરીર, ઇન્દ્રિય અને મનના સબધથી આગન્તુક—ઉત્પન્ન થનારો તે આત્માનો અવાસ્તવિક ધર્મ છે

૧ નૈયાયિક, [illegible] દર્શનવાળા

આ બન્ને સિદ્ધાંતોમાં જૈનદર્શનકારો જુદા પડે છે. પહેલી બાબતના સબંધમાં એઓ પ્રત્યેક શરીરના જુદા જુદા આત્માઓને માત્ર તે તે શરીરમાં જ વ્યાપી રહેલા માને છે. તેઓનો અભિપ્રાય એવો છે કે- જ્ઞાન ઇચ્છા વગેરે ગુણો શરીરમાં જ અનુભવાતા હોવાથી તે ગુણોનો માલિક આત્મા માત્ર શરીરમાં જ હોવો ઘટે છે.¹

બીજી બાબતના સબંધમાં—'જ્ઞાન એ આત્માનો વાસ્તવિક ધર્મ છે—આત્માનુ અસલ સ્વરૂપ છે—આત્મા જ્ઞાનમય છે' એમ જૈનદર્શનની માન્યતા છે અને એવ એ માન્યતા મુજબ શરીર ઇંદ્રિય અને મનનો સબંધ છૂટ્યા પછીની મુક્ત અવસ્થામાં પણ આત્માનુ સાહજિક જ્ઞાન-સ્વરૂપ અવસ્થિત હોય છે આત્મા જ્ઞાનમય હોવાથી મુક્ત અવસ્થામાં તેનુ નિઃાવરણ જ્ઞાન પૂર્ણરૂપે પ્રકાશે છે.² જ્યારે કેટલાક અન્ય દર્શનકારો

---

૧ જે વસ્તુના ગુણો જ્યાં દેખાતા હોય તે વસ્તુ ત્યાં જ હોવી જોઇએ ઘડનુ રૂપ જ્યાં દેખાતું હોય ત્યાં જ ઘડ હોવાનુ ઘટી શકે છે. જે ભૂમિભાગ ઉપર ઘડનુ રૂપ દેખાતુ હોય તે ભૂમિભાગ સિવાય બીજી જગ્યાએ તે રૂપવાળો ઘટ હોવો કેમ બની શકે?

આ જ વાતને હેમચંદ્રાચાર્ય—

"यत्रैव यो दृष्टगुण स तत्र, कुम्भादिवन्निष्प्रतिपक्षमेतत्"

એ શબ્દોથી કહે છે. આ ન્યાય પ્રમાણે આત્માની લાગણી ઇચ્છા વગેરે ગુણો શરીરમાં જ અનુભવાતા હોવાથી તે ગુણોનો સ્વામી આત્મા પણ શરીરમાં જ—શરીરથી બહાર નહિ—રહેલો સિદ્ધ થાય છે.

૨ જ્ઞાનની જેમ સુખ પણ આત્માનો અસલ ધર્મ છે. જેમ વાદળામાં સપડાયેલા સૂર્યનો ઝળહળતો પ્રકાશ પણ વાદળામાંથી ઝાંખો નીકળે છે, અને તે જ ઝાંખો પ્રકાશ અનેક છિદ્રવાળો પડદો લગાવેલા ઘરમાં અધિક ઝાંખો પ્રકાશ પડે છે એમ છતાં સૂર્ય ઝળહળતા પ્રકાશવાળો નથી એમ કહી શકાય નહિ, એવી રીતે આત્માના જ્ઞાન-પ્રકાશ કે વાસ્તવિક આનંદ પણ શરીર-ઇંદ્રિય મનના બંધનથી કે કર્મસમૂહના આવરણથી પૂર્ણરૂપે ન અનુભવાય-ઝાંખો અનુભવાય-વિકારયુક્ત અનુભવાય, તો તે બરાબર બનવાજોગ છે. પરન્તુ એથી એમ ન કહી શકાય કે જ્ઞાન અને આનંદ આત્માનુ અસલ સ્વરૂપ નથી.

જ્ઞાનને આત્માનો અસલ ધર્મ નહિ માનતા હોવાથી મુક્ત અવસ્થામા પણ તેઓને આત્મા જ્ઞાનશૂન્ય માનવો પડે છે

આત્માના સબધમા અન્ય દર્શનકારોથી જૂદી રીતના જૈન સિદ્ધાતો —

**"चैतन्यस्वरूप, परिणामी, कर्त्ता, साक्षाद् भोक्ता, देहपरिमाण, प्रतिक्षेत्र भिन्न पौद्गलिकादृष्टवाश्चायम्[1]"।**

આ સૂત્રથી સ્પષ્ટ સમજાય છે આ સૂત્રમા આત્માને પહેલુ વિશેષણ 'ચૈતન્યસ્વરૂપવાળો' આપવામા આવ્યુ છે અર્થાત્ જ્ઞાન એ આત્માનુ અસલ સ્વરૂપ છે એથી–પૂર્વે કહ્યા પ્રમાણે–નૈયાયિક વગેરે જૂદા પડે છે 'પરિણામી' (નવી નવી યોનિઓ–જૂદી જૂદી ગતિઓમા ભ્રમણ કરવાને લીધે પરિણામસ્વભાવવાળો), 'કર્ત્તા' અને 'સાક્ષાદ્ ભોક્તા' એ ત્રણ વિશેષણોથી, આત્માને કમલપત્રની જેમ નિર્લેપ સર્વથા પરિણામરહિત–ક્રિયારહિત માનનાર સાખ્યો જૂદા પડે છે નૈયાયિક વગેરે પણ આત્માને પરિણામી માનતા નથી માત્ર 'શરીરમા જ વ્યાપ્ત' એ અર્થવાળા 'દેહપરિણામ' વિશેષણથી આત્માને બધે વ્યાપક માનનારા વૈશેષિક–નૈયાયિક–સાખ્યો જૂદા પડે છે 'શરીરે શરીરે આત્મા જૂદો' એ અર્થવાળા 'પ્રતિક્ષેત્ર[2] ભિન્ન' એ વિશેષણથી એક જ આત્મા માનનારા અદ્વૈતવાદીઓ–બ્રહ્મવાદીઓ જૂદા પડે છે, અને છેલ્લા વિશેષણથી પૌદ્ગલિક દ્રવ્યરૂપ અદૃષ્ટવાળો આત્મા બતાવતા કર્મને અર્થાત ધર્મ–અધર્મને આત્માનો વિશેષ ગુણ માનનારા નૈયાયિક–વૈશેષિકો અને કર્મને તેવા પ્રકારના પરમાણુઓના સમૂહરૂપ નહિ માનનારા વેદાન્તી વગેરે વાદીઓ જૂદા પડે છે

"**सत्य ब्रह्म मिथ्या जगत्**" એ સૂત્રની ઉદ્ઘોષણા કરનારા ઓમાના કેટલાકો તેનો ગમે તે અર્થ કરતા હોય, પરતુ ખરો અર્થ તો

---

૧ વાદિદેવસૂરિકૃત પ્રમાણનયતત્ત્વાલોકાલકાર નામક ન્યાયસૂત્રના સાતમા પરિચ્છેદનુ ૫૬ મુ સૂત્ર

૨ ક્ષેત્ર એટલે

એ સમજાય છે કે- 'જગત્ના દેખાતા તમામ પદાર્થો વિનાશી છે, અત એવ તેને મિથ્યારૂપ એટલે-અસાર સમજવા જોઇએ માત્ર શુદ્ધ સત્ય ચૈતન્યસ્વરૂપ આત્મા જ આરાધવા યોગ્ય છે '' આ ઉપદેશમા ઘણુ મહત્ત્વ સમાયેલુ છે અનાદિ મોહવાસનાનો ભીષણ સતાપ શમાવવાને આવા ઉપદેશો આપવા પ્રાચીન મહાત્માઓ અગત્યના સમજતા હતા 'જગતના પદાર્થો સસલાના શીંગડાની જેમ સર્વથા અસત્ છે' એવો અર્થ ઉક્ત સૂત્રથી કાઢવામા ઘણી નડતરો ઊભી થાય છે એ કરતા ઉપર બતાવેલ ભાવાર્થ જ યથાર્થ અને સહુની અનુભવદૃષ્ટિમા આવી શકે તેમ છે દેખાતા મધ પદાર્થોની અસારતાનુ વર્ણન કરતા જૈન મહાત્માઓ પણ તેને 'મિથ્યા' કહી દે છે એથી 'દુનિયામા વસ્તુત કોઇ વસ્તુ જ નથી' એમ એની મતલબ નથી. સસારનો સઘળો પ્રપચ અસાર-વિનાશી-અનિત્ય છે એ બરાબર છે એમા કોઇના બે મત નથી અને એજ મતલબને બતાવવા જગત્ને 'મિથ્યા' વિશેષણ આપેલુ છે પરતુ એથી સર્વાનુભવસિદ્ધ જગતનો અત્યત અભાવ સિદ્ધ થઈ શકે નહિ

## કર્મની વિશેષતા

અધ્યાત્મનો વિષય આત્મા અને કર્મને લગતા વિસ્તૃત વિવેચનથી ભરપૂર છે આત્મસ્વરૂપના સબધમા કિંચિત્ અવલોકન કર્યું હવે કર્મની વિશેષતાના સબધમા થોડુક જોઇ જઇએ—

સસારમા બીજા જીવો કરતા મનુષ્યો તરફ આપણી નજર જલ્દી પડે છે મનુષ્યજાતિની સ્થિતિનો આપણને હમેશા પરિચય હોવાથી તેની તરફ મનન કરતા કેટલીક આધ્યાત્મિક બાબતોમા વિશેષ સ્પષ્ટ ખુલાસો થઇ શકે છે

જગતમા મનુષ્યો બે પ્રકારના માલૂમ પડે છ-એક પવિત્ર જીવન ગાળનારા, બીજા મલિન જિદગીમા પસાર થનારા આ બંને પ્રકારના મનુષ્યોને પણ બે વિભાગમા વહેચી શકાય છે-સુખસમ્પન્ન અને દરિદ્ર

એકન્દર મનુષ્યોના ચાર વિભાગો થાય-૧ *પવિત્ર જીવન ગાળનારા સુખી, ૨ પવિત્ર જીવન ગાળનારા દુ ખી, ૩ મલિન ×જિદગી ગાળનારા સુખી ૪ મલિન જિદગી ગાળનારા દુ ખી આ ચાર પ્રકારના મનુષ્યો દુનિયાની સપાટી ઉપર આપણી નજરે બરાબર દેખાઈ રહ્યા છે આવી વિચિત્ર સ્થિતિ હોવામા પુણ્ય-પાપની વિચિત્રતા કારણુ છે, એ તો આખો સસાર જાણે છે, પરતુ તે વિચિત્રતા સમજવાનુ ક્ષેત્ર બહુ ઊડુ છે, છતા એટલુ તો અવશ્ય સમજી શકાય છે કે ચાર પ્રકારના મનુષ્યોને લઇને પુણ્ય-પાપના પણુ ચાર પ્રકારો હોવા જોઇએ

આ સબધમા જૈનશાસ્ત્રકારો પુણ્ય-પાપના ચાર પ્રકારો આવી રીતે બતાવે છે—

૧ પુણ્યાનુબધી પુણ્ય ૨ પુણ્યાનુબધી પાપ ૩ પાપાનુબધી પુણ્ય ૪ પાપાનુબધી પાપ

**પુણ્યાનુબધી પુણ્ય.**

જન્માતરના જે પુણ્યથી સુખ ભોગવતા છતા ધર્મ તરફ અભિરુચિ રહ્યા કરે પુણ્યના કાર્યો થયા કરે અને જીવનની પવિત્રતા બની રહે એવા પુણ્યને ‘ પુણ્યાનુબધી પુણ્ય ’ કહેવામા આવે છે કેમકે આ પુણ્ય આ જિદગીમા સુખ આપવાની સાથે જીવનને પવિત્ર બનાવવામા સાધનભૂત થઇ પડે છે કે આગળ જન્માતરને માટે પણુ પુણ્યને ઉત્પન્ન કરાવી આપે છે પુણ્યનુ અનુબધી એટલે પુણ્યસતતિનુ સાધન જે પુણ્ય, તે ‘ પુણ્યાનુબધી પુણ્ય ’ નો અર્થ છે અર્થાત્ જન્માતરને માટે પુણ્ય સપાદન કરી આપનાર જે પુણ્ય, તે પુણ્યાનુબધી પુણ્ય છે

**પુણ્યાનુબધી પાપ.**

જન્માતરના જે પાપથી દુ,ખ ભોગવતા છતા જીવન મલિન ન થતા ધર્મસાધનનો વ્યવસાય બરાબર રહ્યા કરે એવા પાપને ‘ પુણ્યાનુબધી

* ધર્મસાધન કરનારા × પાપ

## જૈન આચાર

### (૩)

સાધુધર્મ અને ગૃહસ્થધર્મનુ સામાન્ય પ્રકારે દિગ્દર્શન પહેલા થઇ ગયુ છે, તથાપિ અહીં આચારના સબધમા કેટલીક વિશેષ બાબતો નોંધીશુ પ્રથમ સાધુધર્મને લગતા આચારો ટૂકમા જોઇ જઇએ—

સાધુઓનો આચાર.

જૈન આચારશાસ્ત્રોમા સાધુઓને રેલ મોટર, સાયકલ ટ્રામ એ ગાડી ઘોડા વગેરે કોઈ પણ વાહન ઉપર સવારી કરવાનો નિષેધ [1]સાધુઓને પાદવિહાર કરવાનુ ફરમાન છે [2]

---

૧ રસ્તામા નદી આવે અને એકલામા બીજો રસ્તો-માર્ગ ન હોય તો નાવમા બેસવાની છૂટ છે

૨ મહાભારત મા કહ્યુ છે કે—

"यानारूढ यति दृष्ट्वा सचैल स्नानमाचरेत्।"

અર્થાત્—વાહન ઉપર આરૂઢ થયેલો સન્યાસી જોવામા આવે તો વસ્ત્ર સહિત નાહી નાખવુ

એ સિવાય મનુસ્મૃતિ અત્રિસ્મૃતિ વિષ્ણુસ્મૃતિ વગેરે સ્મૃતિઓમા ઉપનિષદોમા સન્યાસીઓને માટે 'विचरेत्' 'पर्यटेत्' 'चरेत्' વગેરે શબ્દો હોવાથી, કોઇ પણ જતુને પીડા નહિ પહોંચાડતો વિચરણ-ભ્રમણ એવો ઉપદેશ અપાયેલો છે

જૈનસાધુઓને ગરમ કરેલું[૩] પાણી પીવાનું ફરમાન છે

---

૩ પશ્ચિમની વિદ્યાવાળા ડૉક્ટરો ઉના પાણીમા તંદુરસ્તીને લગતો બહુ ગુણ બતાવે છે પ્લેગ કૉલેરા વગેરે રોગોમા તેઓ ખૂબ ઉકલી ગયેલુ પાણી પીવાનુ કહે છે પાશ્ચાત્ય વિદ્વાનોની શોધ પ્રમાણે પાણીમા એવા અનેક સૂક્ષ્મ જીવો હોય છે કે જેઓ આપણી નજરે દેખી શકાય નહિ કિંતુ સૂક્ષ્મદર્શક (Microscope) યંત્રથી જોઈ શકાય છે પાણીમા થતા પોરા વગેરે જીવો પાણી પીવાની સાથે શરીરમા દાખલ થઇ સખ્ત વ્યાધિને જન્મ આપે છે ગમે તે દેશનુ ગમે તેનુ ખરાબ પાણી બરાબર ઉકાળીને પીવામા આવે, તો તે શરીરને નુકસાન કરતુ નથી.

ગૃહસ્થોએ–ઉકાળેલુ પાણી પીવાનુ ન બની શકે તો–કપડાથી ગાળીને પાણી પીવાનુ લક્ષ્યમા રાખવુ ઘટે છે આ વિષયમા સર્વ વિદ્વાનોનો એક જ મત હોય "वस्त्रपूत जल पिबेत्–" 'વસ્ત્રથી ગળેલુ શુદ્ધ જળ પીવુ એ મનુનુ વાક્ય પ્રસિદ્ધ છે 'ઉત્તરમીમાંસા' મા કહ્યુ છે કે—

* "षड्त्रिंशदङ्गुल्यायाम विंशत्यङ्गुलविस्तृतम् ।
दृढ गलनक कुर्याद् भूयो जीवान् विशोधयेत् ॥"

—'છત્રીસ આગળ લાંબુ અને વીશ આગળ વિસ્તારવાળુ ગળણુ ( પાણી ગળવાનુ કપડુ ) રાખવુ અને એથી ગળેલુ પાણી વાપરવુ '

---

* આ શ્લોકમા 'भूयो जीवान् विशोधयेत्' એ વાક્ય, "પછી જીવોનુ પરિશોધન કરવુ એ અર્થ તરફ ધ્યાન ખેંચે છે જે કપડાથી પાણી ગળ્યુ, તે કપડામા આવેલા જંતુઓ પાછા એમના એમ તે કપડામા જ રહે તો તે મરી જાય એ દેખીતુ છે અને એ હિંસાને ધર્માર્થી આંખથી જતી કરે નહિ માટે તે કપડાનો સંખારો ( પાણીમા આવેલા જંતુઓ ) પાછો પાણીમા જ પહોંચાડી દેવો જોઇએ અર્થાત્ તે સંખારો થોડા પાણીમા નાખી તે પાણી જ્યાથી ( જે કુવા–તળાવમાથી ) લાવ્યા હોય, તેમા મેળવી દેવુ આ વાત જૈનોના ઘરની નથી, કિંતુ 'ઉત્તર–મીમાંસા' ગ્રથમા કહ્યુ છે કે—

"म्रियन्ते मिष्टतोयेन पूतरा क्षारसम्भवा ।
क्षारतोयेन तु परे न कुर्यात् सकर तत ॥"

—'ખારા પાણીના પોરા મીઠા પાણીમા અને મીઠા પાણીના પોરા ખારા પાણીમા આવવાથી મરી જાય છે, માટે એક–બીજા જળાશયનુ વિચિત્ર સ્વભાવનુ પાણી ગળ્યા વગરનુ ભેળસેળ ન કરવુ

જૈનસાધુઓને અગ્નિને સ્પર્શ કરવાનો કે અગ્નિથી રસોઇ કરવાનો અધિકાર નથી [1] ભિક્ષા-માધુકરી વૃત્તિએ જીવન ચલાવવાનું સાધુઓને ફરમાવવામાં આવ્યું છે એક ઘરથી સંપૂર્ણ આહાર નહિ લેતાં જૂદા જૂદા ઘરોથી-ઘરવાળાઓને સંકોચ ન થાય તે પ્રમાણે ભિક્ષા લેવી જોઈએ [2] ખાસ સાધુઓને માટે રસોઈ નિર્માણ કરવામાં તેમજ તેવો મોઇ સાધુઓને લેવામાં શાસ્ત્રની આજ્ઞા નથી

સાધુઓનો ધર્મ બિલકુલ અકિંચન રહેવાનો છે અર્થાત્ સાધુએ દ્રવ્યના સંબંધથી સર્વથા મુક્ત હોય છે ત્યાં સુધી કે તેઓના ભોજનના

---

આ સિવાય મહાભારતમાં કહ્યું છે કે—

" विंशत्यङ्गुलमान तु त्रिंशदङ्गुलमायतम् ।
तद्वस्त्र द्विगुणीकृत्य गालयित्वा पिबेज्जलम् ॥ "
" तस्मिन् वस्त्रे स्थितान् जीवान् स्थापयेज्जलमध्यत ।
एव कृत्वा पिबेत् तोय स याति परमा गतिम् " ॥

— વીસ આંગળ પહોળું અને ત્રીસ આંગળ લાંબુ વસ્ત્ર લઈ તેને બેવડું કરી તેનાથી પાણી ગાળીને પીવું; અને તે વસ્ત્રમાં આવેલા જીવોને જળની અંદર (કુવા વગેરેમાં) નાખવા એવી રીતે પાણી પીનાર સારી ગતિને પામે છે

આ સિવાય 'વિષ્ણુપુરાણ' વગેરે બીજા પણ અનેક ગ્રંથોમાં પાણી ગાળીને પીવાનું કહેવામાં આવ્યું છે

१ " अनग्निरनिकेत स्याद्

મનુસ્મૃતિ ૬ ઠ્ઠો અધ્યાય ૪૩ મો શ્લોક

—સાધુ અગ્નિના સ્પર્શથી રહિત અને ગૃહવાસથી મુક્ત હોય છે

२ " चरेद् माधुकरी वृत्तिमपि म्लेच्छकुलादपि ।
एकान्न नैव भुञ्जीत बृहस्पतिसमादपि ॥ "

—अत्रिस्मृति

અર્થાત્—જેમ ભમરા અનેક ફૂલો ઉપર બેસી તેમાંથી થોડોથોડો રસ પીવે છે પરંતુ તે ફૂલોને બગાડ્યા વગર પોતાની તૃપ્તિ કરી લે છે, એ પ્રમાણે અર્થાત્ મધુકરની (ભમરાની) વૃત્તિએ સાધુઓએ જૂદા જૂદા ઘરોથી, ઘરવાળાને અપ્રીતિ યા કાંઈ પણ સંકોચ ન થાય તેમ ભિક્ષા લેવી આ વિષે અત્રિસ્મૃતિકાર ભાર દઈને કહે છે કે મ્લેચ્છોના કુળમાંથી પણ કદાચ તેવી શુદ્ધ ભિક્ષા લેવી પડે

પાત્રો પણ[1] ધાતુના ન હોવા જોઇએ કાટ, માટી કે તુબડીના પાત્રો સાધુઓના ઉપયોગમા આવે છે

[2]વર્ષા-ઋતુમા સાધુ એક જગ્યાએ રહી જાય સાધુ [3]સ્ત્રીનો સ્પર્શ કદાપિ ન કરે

---

તો એમા,વાધો નથી, પરતુ એકના ઘરથી, ભલે તે બ્રહસ્પતિ સમાન દાતા હોય તોયે સપૂર્ણ ભિક્ષા ન લેવી

૧ "अतैजसानि पात्राणि तस्य स्युर्निर्व्रणानि च ।
× × ×
"अलाबु दारुपात्र च मृन्मय वैदल तथा ।
एतानि यतिपात्राणि मनु स्वायम्भुवोऽब्रवीत् ॥"
—મનુસ્મૃતિ ૬ ઠ્ઠો અધ્યાય ૫૩ ૫૪ શ્લોક

—ધાતુ વગરના તથા છિદ્રરહિત પાત્રો સાધુને જોઈએ તુબડી કાષ્ઠ, માટી અને વાસના પાત્રો સન્યાસીઓને માટે મનુએ કહ્યા છે

"यतिने काञ्चन दत्त्वा ताम्बूल ब्रह्मचारिणे ।
चौरेभ्योऽप्यभय दत्त्वा दातापि नरक व्रजेत् ॥
( પારાશરસ્મૃતિ ૧ અધ્યાય ૬૦ મા શ્લોક )

—' યતિને (સાધુ-સ ન્યાસીને) દ્રવ્ય બ્રહ્મચારીને તામ્બૂલ અને સખ્ત અપ રાધી ચોરને અભય આપનાર દાતા નરકમા ચાલ્યો જાય છે

૨ पर्यटेत् कीटवद् भूमि वर्षास्वेकत्र सविशेत् "
—વિષ્ણુસ્મૃતિ, ૪ થો અધ્યાય, ૬ ઠ્ઠો શ્લોક

અર્થાત્—જેમ કીડો ફરતો રહે છે, તેમ સાધુએ ભ્રમણશીલ રહેવુ એક જગ્યાએ સ્થિરવાસ ન કરવો બીજી રીતે કીડાનુ હલવુ જેમ ધીમુ હોય છે, ત્યા સુધી કે તેનુ ચાલવુ જોયા વગર કોઇનાથી કળી શકાય નહિ તેમ સાધુ પણ ઘોડાની જેમ ધબધબ ન ચાલતા જમીન પર જીવ યા તરફ દૃષ્ટિ રાખતો ચાલે એ સિવાય સાધુ વર્ષાઋતુમા ( ચતુર્માહ ) એક જગ્યાએ રહી જાય

૩ "सम्भाषण सह स्त्रीभिरालम्भप्रेक्षणे तथा"
—વિષ્ણુસ્મૃતિ ૪ થો અધ્યાય, ૮ મો શ્લોક

અર્થાત્—સ્ત્રીની સાથે સાધુએ સભાષણ કરવુ નહિ, તેમજ સ્ત્રીનુ નિરીક્ષણ તથા તેનો સ્પર્શ કરવો નહિ.

ટૂંકમાં સાંસારિક સર્વ પ્રપંચોથી નિર્મુક્ત અને સદા આત્મધર્મ પરાયણ રહેવાનો સાધુઓનો ધર્મ છે¹ નિઃસ્વાર્થભાવે જગતનું કામ કરવું એ એઓના જીવનનો મૂળ મંત્ર છે

**ગૃહસ્થોનો આચાર.**

હવે ગૃહસ્થોના આચાર ઉપર ટૂંક નજર કરી લઈએ. ગૃહસ્થ માટે જૈનશાસ્ત્રો ષટ્કર્મ બતાવે છે—

" देवपूजागुरूपास्तिः स्वाध्यायः संयमस्तपः ।
दानं चेति गृहस्थानां षट् कर्माणि दिने दिने "

અર્થાત્—પરમાત્માનું પૂજન, ગુરુ મહાત્માની સેવા, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન એ ૭ ગૃહસ્થોના કર્મો છે

---

૧ સાધુઓની વિરુદ્ધ કથાના સંબંધમાં મનુસ્મૃતિમાં કહ્યું છે કે—

" अतिवादांस्तितिक्षेत नावमन्येत कञ्चन । "

× × ×

' क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत् । "

× × ×

" भैक्षे प्रसक्तो हि यतिर्विषयेष्वपि सज्जति । "

" अलाभे न विषादी स्यात् लाभे चैव न हर्षयेत् ।
प्राणयात्रिकमात्रः स्याद् मात्रासङ्गाद् विनिर्गतः ॥ '

' इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ '

' અપમાનને સહન કરે પણ કોઈનું અપમાન કરે નહિ. ક્રોધ કરનારની સામે ક્રોધ કરે નહિ, આક્રોશ કરનારની સામે મધુર વાણીથી વ્યવહાર કરે, ભિક્ષાના લોભમાં ફસાયેલો યતિ વિષયમાં ડૂબી જાય છે લાભ થતાં ખુશી ન થાય અને નુકસાન થતાં દુઃખી ન થાય કેવળ પ્રાણરક્ષા નિમિત્ત ભોજન કરે આસક્તિથી વેગળો રહે ઇંદ્રિયોનો નિરોધ રાગ-દ્વેષનો પરાજય અને પ્રાણીમાત્ર ઉપર દયાની લાગણી રાખવાથી મોક્ષને યોગ્ય થવાય છે

આ પ્રસંગે ભક્ષ્યાભક્ષ્યની એક વાત નોંધવી અસ્થાને ગણાશે નહિ

જૈન આચારગ્રંથોમા ભક્ષ્ય–અભક્ષ્યનો વિચાર બહુ કરવામા આવ્યો છે કંદમૂળ ખાવા તરફ જૈનશાસ્ત્રોની મનાઇ છે તે સિવાય રાત્રિભોજન વગેરે પણ સદોષ બતાવવામા આવ્યા છે અન્યાન્ય શાસ્ત્રોના અભિપ્રાયો તરફ નજર કરીશુ, તો આ હકીકતમા હિંદુ ધર્માચાર્યો પણ જૂદા પડતા નથી

મનુસ્મૃતિના પાચમા અધ્યાયના પાચમા, ઓગણીશમા વગેરે શ્લોકોમા —" **लशुन गृञ्जन चैव पलाण्डु** ' + + + વગેરે શબ્દોથી લસણ, ગાજર ડુંગળી વગેરે અભક્ષ્ય ચીજો ખાવાની મનાઇ કરવામા આવી છે

## રાત્રિભોજનનો નિષેધ

રાત્રિભોજન કરવુ એ પણ ગેરવ્યાજબી છે આ સબધમા પ્રથમ અનુભવથી વિચાર કરવો જોઇએ કે–સધ્યા પડતાની સાથે અનેક જથ્થાબધ સૂક્ષ્મ જીવો ઊડવા માડે છે રાત્રે દીવાની સામે બેશુમાર જીવો ફેરતા જોવાય છે ઉઘાડા રાખેલા દીવાના પાત્રમા પુષ્કળ જીવડા પડેલા દેખાય છે અને એ સિવાય આપણા શરીર ઉપર પણ રાત્રિ પડતાની સાથે અનેક જીવો બેસવા માડે છે આવી સ્થિતિમા ભોજન ઉપર પણ જીવો અવશ્ય બેસવા જોઇએ એ ખુલ્લી વાત છે આથી ભોજનની સાથે જીવતા જીવડાને પણ ભક્ષણ કરી જવાનુ પાપ રાત્રિભોજન કરનારને ચોખ્ખી રીતે લાગતુ જણાય છે કેટલાક ઝેરી જીવડા ભોજનની સાથે પેટમા આવતા રોગને ઉત્પન્ન કરનાર થાય છે કેટલાક ઝેરીલા જીવોની અસર તુરત નહિ થતા લાંબે કાળે પણ થાય છે ભોજનમા જૂ આવી હોય તો જલોદર પેદા થાય છે કરોળીયો આવવાથી કોઢ ઉત્પન્ન થાય છે કીડી આવવાથી બુદ્ધિ હણાય છે લાકડાનો કકડો આવી ગયો હોય તો ગળામા પીડા ભોગવવી પડે છે માખી આવવાથી વમન થાય છે અને કોઇ ઝેરી પ્રાણી ખાવામા આવી ગયુ હોય તો અકાળ મૃત્યુના પંજામા સપડાવુ પડે છે

આથકાલે ( સૂર્યના અસ્ત થવા પહેલા ) કરેલું ભોજન રાત્રે સૂવાના વખત સુધીમાં ઘણુંખરું જઠરાગ્નિની જ્વાલા ઉપર ચઢી જવાથી નિદ્રામાં તેની માઠી અસર થતી નથી તેથી ઉલટી રીતે વર્તવામાં–રાત્રે ખાધાને થોડીવારમાં સૂઈ જવાથી હરફર કરવાનું ન બનતાં લીધે પેટમાં તરતનું ભરેલું અન્ન નિદ્રામાં વખતે બીમારી ઉત્પન્ન કરે છે ભોજન કર્યા પછી થોડું–થોડું પાણી પીવાનો કુદરતી નિયમ છે એ નિયમ રાત્રિએ જમવાથી ભોજનના પ્રમાણમાં પાણી પીવાનો વખત નહિ મળવાને લીધે સચવાઈ શકે નહિ અને એથી અજીર્ણ પેદા થાય છે " અજીર્ણં સર્વ રોગોનું મૂળ છે " એ વાત જગજાહેર છે

આ બધી અનુભવસિદ્ધ બાબતો ઉપરથી આરોગ્યની દૃષ્ટિએ પણ રાત્રિએ ભોજન અકર્તવ્ય ઠરે છે

હવે ધર્મશાસ્ત્રો તરફ જરા નજર કરીએ

હિંદુ ધર્મશાસ્ત્રોમાં 'માર્કંડ' મુનિનું નામ જાણીતું છે તેમણે રાત્રિભોજનને વખોડવા એટલે બહુ–ઘણું જ વધારે પડતું કહી નાખે છે કે રાત્રિએ ખાવું તે માંસભક્ષણની બરાબર અને રાત્રિએ પાન કરવું તે રુધિર પીવા બરાબર છે તે શ્લોક આ છે—

" अस्त गते दिवानाथे आपो रुधिरमुच्यते ।
अन्न माससम प्रोक्त मार्कण्डेन महर्षिणा ॥ "

કૂર્મપુરાણમાં પણ કહ્યું છે કે—

" न द्रुह्येत् सर्वभूतानि निर्द्वंद्वो निर्भयो भवेत् ।
न नक्त चैनमश्नीयाद् रात्रौ ध्यानपरो भवेत् ॥ "

—" સર્વ પ્રાણીઓ ઉપર દ્રોહરહિત અને નિર્દ્વંદ્વ તથા નિર્ભય રહે અને રાત્રિએ ભોજન નહિ કરતા ધ્યાનમાં તત્પર રહે "

" आदित्य दर्शयित्वाह्नम् भुञ्जीत प्राड्मुखो नरः "

—એ પણ તે જ પુરાણના ૬૫૩ મા પૃષ્ઠનુ વાકય છે એનો અર્થ એ છે કે–" સૂર્યની હોતીમા ગુરુ કે વડીલને અન્ન બનાવી પૂર્વ દિશા તરફ ભોજન કરે "

અન્ય પુરાણો અને અન્ય ગ્રંથોમા પણ રાત્રિભોજનનો નિષેધ કરનારા ઘણા વાકયો મળી આવે છે યુધિષ્ઠિરને સબોધન કરી ત્યાસુધી કહેવામા આવ્યુ છે કે–ગૃહસ્થ કે સાધુ કોઈએ રાત્રે પાણી પણ પીવુ ન જોઈએ, તે શ્લોક આ છે—

" नोदकमपि पातव्य रात्रावत्र युधिष्ठिर ! ।
तपस्विना विशेषेण गृहिणा च विवेकिनाम् ॥ "

આ શ્લોકમા તપસ્વીઓ( સાધુ–સન્યાસીઓ )ને માટે રાત્રિએ પાણી પણ પીવાનો ભાર દઈને નિષેધ કર્યો છે એ ઉપરાત ગૃહસ્થોને પણ એ બધનથી જતા કર્યા નથી આ વ્રતને નહિ પાળનારા ગૃહસ્થોને પણ અવિવેકી બતાવ્યા છે

પુરાણોમા ' પ્રદોષવ્રત, ' નક્તવ્રત બતાવ્યા ઉપરથી કેટલાકો રાત્રિભોજન તરફ લલચાય છે, પરતુ આથી રાત્રીભોજનના નિષેધના શ્લોકો અપ્રમાણ ઠરે, એ વાત યાદ રાખવી જોઈએ પૂર્વાપરનો વિરોધ ન આવે તેમ શાસ્ત્રના વાકયો વિચારવા જોઈએ **'प्रदोषो रजनीमुखम्'** એ વાકયથી સૂર્યના અસ્ત થયા પહેલાની બે ઘડી જેટલા વખતને રાત્રિનુ મુખ અને તે જ વખતને પ્રદોષ ' કાળ સમજવામા રાત્રિભોજનના નિષેધક શ્લોકોની સાથે વિરોધ રહેશે નહિ ' નક્ત શબ્દ નો મુખ્ય અર્થ તો જો કે રાત્રિ છે, તથાપિ શાસ્ત્રકારો અને વ્યાખ્યાનકારો રાત્રિભોજનના નિષેધના અનેક પ્રમાણભૂત વાકયોને બાધ ન આવે એ માટે ' નક્ત શબ્દથી સૂર્યની અસ્તદશા પહેલાની બે ઘડીનો વખત લેવાનુ બતાવે છે १

–૧ શબ્દનો મુખ્ય અર્થ લેવામા વિરોધ જણાતો હોય તો ગૌણશક્તિથી ( લક્ષણાથી ) બીજો અર્થ લેવાય છે ખાસ 'ગમનાવા મા રહેનારો જેમ

જેવી રીતે કે—

“ दिवसस्याष्टमे भागे मन्दीभूते दिवाकरे ।
एतद् नक्तं विजानीयाद् न नक्तं निशि भोजनम् ॥”

“ मुहूर्त्तोनं दिनं नक्तं प्रवदन्ति मनीषिण: ।
नक्षत्रदर्शनान्नक्तं नाहं मन्ये गणाधिप ! ॥ ”

અર્થાત્—દિવસના આઠમા ભાગને અથવા સૂર્યની અસ્તથી પહેલા બે ઘડીના વખતને 'નક્ત' કહેવામા આવે છે અને એજ રાત્રિએ ખાવું એ 'નક્તવ્રત' નો અર્થ નથી બીજા શ્લોકમા ગણેશજીને ઉદ્દેશીને કહ્યુ છે કે—જ્યારે નક્ષત્રો દેખાય તે વખતને હું 'નક્ત' માનતો નથી

વળી—

“ अम्भोदपटलच्छन्ने नाश्नन्ति रविमण्डले ।
अस्तंगते तु भुञ्जाना अहो ! भानो सुसेवका ? ॥ ”

---

બોલે છે કે—હું અમદાવાદ રહું છું તેમ અમદાવાદની પાસેના નાના ગામ ગામા રહેનારો પણ બોલે છે કે—' અમદાવાદ રહું છું ' એક જાતના આ બે વાક્યોનો ભેદ જ અર્થ થાય નહિ, એમ સહુ કોઇ સમજી શકે છે એક જ અર્થ લેવામા આવે તો ખરી વાત ઊડી જાય માટે કોઈ સ્થળે અમદાવાદ શબ્દથી ખાસ અમદાવાદ શહેર સમજવાનુ હોય છે અને કોઇ સ્થળે અમદાવાદ શબ્દથી અમદાવાદ શહેર સમજવામા વાંધો આવતો હોય તો અમદાવાદની પાસેનુ ગામડુ સમજવુ પડે છે આવી રીતે મુખ્ય અને ઔપચારિક અર્થનો વ્યવહાર લોકમા પણ અનુભવાય છે આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે—મુખ્ય અર્થને કહેનાર શબ્દથી મુખ્ય અર્થના સમીપની વસ્તુ પણ 'પ્રકરણાનુસાર' સમજવામા વાંધો રહેતો નથી આ નીતિ પ્રમાણે પ્રકૃતમા નક્ત શબ્દથી મુખ્ય અર્થ રાત્રિ જ્યા ન ઘટતી હોય ત્યા રાત્રિનો સમીપ ભાગ અર્થાત્ સૂર્યની અસ્ત દશા પહેલાની બે ઘડી જેટલો વખત લેવામા કોઇ જાતનો વાંધો નથી. નક્ત શબ્દથી મુખ્ય અર્થ રાત્રિ લેવામા રાત્રિભોજન નિષેધના અનેક પ્રમાણોના વાંધો આવે છે માટે ' પૂર્વોક્ત ગૌણ ( ઔપચારિક ) અર્થ લેવાની જરૂર પડી છે જ્યા જ્યા આમ અર્થસંકોચ કરાય છે ત્યા બધે મુખ્ય અર્થમા બાધા હોવાનુ કારણ સમજવુ

" ये रात्रौ सर्वदाऽऽहार वर्जयन्ति सुमेधसः ।
तेषा पक्षोपवासस्य फल मासेन जायते ॥ "

" मृते स्वजनमात्रेऽपि सूतक जायते किल ।
अस्तगते दिनानाथे भोजन क्रियते कथम् ? "

—જે સૂર્યના ભકતો જ્યારે સૂર્યમડન મેઘપટનથી આચ્છાદિત થાય છે ત્યારે ભોજન કરતા નથી, તે જ સૂર્યના ભકતો સૂર્યની અસ્તદશામા પણ ભોજન કરે, એ કેવુ આશ્ચર્ય ! જેઓ, હમેશા રાત્રિભોજનથી વિરમ્ત છે તેઓ પ્રતિદિન રાત્રિના અડધા દિવસના ઉપવાસી બનવાથી એક મહિનામા પદર ઉપવાસનુ ફળ મેળવે છે સ્વજન માત્રના (સ્વકુટુમ્બમાથી કોઇના) મરવાથી પણ સૂતક આવે છે, એટલે તે દશામા કોઇ ભોજન કરતુ નથી, તો દિવસનો નાથ સૂર્ય અસ્ત થયા પછી તો ભોજન કરાય જ કેમ ?

વળી—

" देवैस्तु भुक्त पूर्वाह्णे मध्याह्ने ऋषिभिस्तथा ।
अपराह्णे च पितृभि' सायाह्ने दैत्यदानवैः ॥ "

" सन्ध्यायां यक्षरक्षोभिः सदा भुक्त कुलोद्वह ! ।
सर्ववेलामतिक्रम्य रात्रौ भुक्तमभोजनम् ॥ "

—આ બે શ્લોકોથી યુધિષ્ઠિરને કહેવામા આવ્યુ છે કે—" હે યુધિષ્ઠિર ! દેવતાઓ દિવસના પૂર્વ ભાગમા ઋષિઓ મધ્યાહ્ન કાલમા પિતૃ લોકો બપોર પછી ત્રીજા પહોરની આખરમા, દૈત્ય-દાનવો સાય કાલે અને યક્ષ-રાક્ષસો સધ્યાવખતે ભોજન કરે છે પરન્તુ બધો વખત છોડી રાત્રે ભોજન કરવુ એ અયુક્ત છે

આ જ વાતની પુષ્ટિમા—ઋષિએ જે છ કામ કરવા વર્જિત છે, તેમા રાત્રિભોજન પણ ખાસ ભાર દઇને ગણવામા આવ્યુ છે અને તે આ શ્લોક છે—

"नैवाऽऽहुतिर्न च स्नानं न श्राद्धं देवतार्चनम् ।
दानं वा विहितं रात्रौ भोजनं तु विशेषतः ॥"

અર્થાત્–આહુતિ, સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજન, દાન અને વિશેષ કરીને ભોજન રાત્રે ન કરવું જોઈએ

આ વિષયમાં આયુર્વેદ નો પણ એ જ ઉલ્લેખ છે કે —

"हृन्नाभिपद्मसंकोचश्चन्डरोचिरपायतः ।
अतो नक्तं न भोक्तव्यं सूक्ष्मजीवादनादपि ॥"

—સૂર્યના અસ્ત થયા પછી હૃદયકમલ અને નાભિકમલ એ બંને સંકોચાઈ જાય છે એથી અને સૂક્ષ્મ જીવોનું પણ ભોજનની સાથે ભક્ષણ થઈ જતું હોવાથી રાત્રિએ ભોજન કરવું નહિ

ઉચ્છિષ્ટ ( એઠું ) ખાવું–પીવું પણ જૈન ધર્મમાં નિષિદ્ધ છે સ્વચ્છતા, સુઘડતા, શુદ્ધતા અને સમુચિત શૌચ તરફ ધ્યાન આપવાનું જૈન આચારશાસ્ત્રમાં સારી પેઠે ફરમાવે છે લાંબો વખત મળ–મૂત્ર રહે વાથી તેમાંથી ઊઠતા વિનાશક જંતુઓના સંક્રમણને લીધે અનેક રોગો પેદા થાય છે, એમ રસાયનશાસ્ત્ર બતાવે છે, ત્યારે જૈનશાસ્ત્ર પણ છૂટી જગ્યામાં મળ–મૂત્ર કરવાનું ફરમાવે છે

ટૂંકમાં એટલું કહી દેવું જોઈએ કે શાસ્ત્રોક્ત આચાર–વ્યવહારો જીવનની ઉન્નતિના પગથિયાં છે શાસ્ત્રનિયમાનુસાર વર્તન રાખવામાં આરોગ્યનો લાભ છે, અથસિદ્ધ છે અને લોકપ્રિયતા મેળવાય છે સાથે જ સાથે આત્મોન્નતિનો ઉદ્દેશ પણ બરાબર સિદ્ધ કરી શકાય છે

જ્યાં સુધી વસ્તુજ્ઞાનમાં સંદેહ યા ભ્રાન્તિ હોય ત્યાં સુધી યથાર્થ પ્રવૃત્તિ બનતી નથી, એ સુવિદિત છે વસ્તુતત્ત્વની પરીક્ષા પ્રમાણદ્વારા થાય છે એમાં બે મત નથી આ માટે જૈનન્યાયની પરિભાષાનું અવલોકન પણ ટૂંકમાં કરી જઈએ

# ન્યાય–પરિભાષા.

'**प्रमीयतेऽनेनेति प्रमाणम्**"—જે વડે વસ્તુતત્ત્વનો યથાર્થ નિશ્ચય થાય, તે પ્રમાણ છે યથાર્થ જ્ઞાનવડે સદેહ, ભ્રમ કે મૂઢતા દૂર થવાથી અને વસ્તુસ્વરૂપનો ખરો પ્રકાશ થવાથી, તે યથાર્થ જ્ઞાન 'પ્રમાણ' છે

પ્રમાણના બે ભેદો છે-પ્રત્યક્ષ અને પરોક્ષ મનસહિત ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી રૂપ, રસ આદિનુ જે ગ્રહણ થાય છે અર્થાત્ ચક્ષુથી રૂપ જોવાય છે, જીભથી રસ ગ્રહણ કરાય છે નાકથી ગધ લેવાય છે, ત્વચાથી સ્પર્શ કરાય છે અને કાનથી શબ્દ શ્રવણ કરાય છે, તે પ્રત્યક્ષ છે

વ્યવહારમા અનુભવાતા ઉપર્યુક્ત પ્રત્યક્ષોથી જૂદા પ્રકારનુ પ્રત્યક્ષ યોગીશ્વરોને હોય છે, જે ઇન્દ્રિય અને મનની અપેક્ષા બિલકુલ રાખતુ નથી, માત્ર આત્મશક્તિની અપેક્ષા રાખે છે

ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ થવામા વસ્તુની સાથે ઇન્દ્રિયનો સયોગ થવો જરૂરનો છે કે કેમ ? એ અત્રે વિચારવુ સ્થળ છે

જીભથી રસ લેવાય છે, ત્યા જીભ અને રસનો સયોગ બરાબર હોય છે ત્વચાથી સ્પર્શ કરાય છે ત્યા ત્વચા અને સ્પર્શવાળી વસ્તુનો સયોગ ચોખ્ખો કળાય છે નાકથી ગધ લેવાય છે, ત્યા ગધવાળા દ્રવ્યો નાકની સાથે અવશ્ય સયોગ ધરાવતા હોય છે દૂરથી ગધ આવવામા પણ દૂરથી આવતા ગધવાળા સૂક્ષ્મ દ્રવ્યો નાકની સાથે અવશ્ય સયુક્ત હોય છે કાનથી સાભળવાનુ પણ, દૂરથી આવતા શબ્દો કાનની સાથે અથડાય છે, ત્યારે જ થાય છે

એ રીતે જીભ, ત્વચા, નાક અને કાન એ ચાર ઇન્દ્રિયો વસ્તુની સાથે સયુક્ત થઇ પોતાના વિષયને ગ્રહણ કરે છે, પરતુ ચક્ષુ એ બાબતમા જૂદી છે ચક્ષુથી દેખાતા નજીક કે દૂરના વૃક્ષ વગેરે પદાર્થો ચક્ષુની પાસે આવતા નથી, એ ખુલ્લુ છે, તેમ ચક્ષુ પણ શરીરથી બહાર નિકળી તે પદાર્થો પાસે જતી નથી આ ઉપરથી સાબિત થાય

છે કે–ચક્ષુથી જોવામા વસ્તુની સાથે ચક્ષુનો સયોગ થતો નથી અતએવ ચક્ષુ 'અપ્રાપ્યકારિ' કહેવાય છે અર્થાત્ 'અપ્રાપ્ય' એટલે પ્રાપ્તિ કર્યા વગર–સયોગ કર્યા વગર 'કારિ' એટલે વિષયને ગ્રહણ કરનાર આનાથી ભિન્ન ચાર ઇન્દ્રિયો 'પ્રાપ્યકારિ' કહેવાય છે મન પણ ચક્ષુની જેમ અપ્રાપ્યકારિ છે

પ્રત્યક્ષથી ભિન્ન પરોક્ષ પ્રમાણ છે પરોક્ષ વિષયનો અવબોધ પરોક્ષ પ્રમાણથી થાય છે પરોક્ષ પ્રમાણમા પાચ ભેદો પાડવામા આવ્યા છે સ્મરણ પ્રત્યભિજ્ઞાન તર્ક, અનુમાન અને આગમ પૂર્વે અનુભવ કરેલી વસ્તુની યાદ થવી એ **સ્મરણ** છે સ્મરણ અનુભૂત વસ્તુ ઉપર બરાબર પ્રકાશ નાખે છે અતએવ તે 'પ્રમાણ' કહેવાય છે

ખોવાઈ ગયેલી વસ્તુ જ્યારે હાથ આવે છે ત્યારે "તે જ આ" એવુ જે જ્ઞાન સ્ફુરે છે, તે **પ્રત્યભિજ્ઞાન** છે પૂર્વે જોયેલો માણસ જ્યારે ફરીથી મળે છે ત્યારે "**સોઽય દેવદત્ત**" અર્થાત્ "તે આ દેવદત્ત" એવુ જે પ્રતિભાન થાય છે, તે પ્રત્યભિજ્ઞાન છે

સ્મરણ થવામા પૂર્વ થયેલ અનુભવ જ કારણ છે જ્યારે પ્રત્યભિજ્ઞાન થવામા અનુભવ અને સ્મરણ એ બન્ને ભાગ લે છે સ્મરણમા 'તે ઘડો' એવુ સ્ફુરણ થાય છે, જ્યારે પ્રત્યભિજ્ઞાન 'તે આ ઘડો' એવો પ્રતિભાસ હોય છે આથી એ બન્નેની ભિન્નતા સમજી શકાય છે ખોવાયેલી વસ્તુને દેખવાથી અથવા પૂર્વે દેખેલ મનુષ્યને જોવાથી ઉત્પન્ન થતા 'તે જ આ' એવા જ્ઞાનમા 'તે જ' એ ભાગ સ્મરણરૂપ છે અને 'આ' એ ભાગ ઉપસ્થિત વસ્તુ કે મનુષ્યને દેખવારૂપ અનુભવ છે આ અનુભવ અને સ્મરણ એ બન્નેના સમિશ્રણરૂપ 'તે જ આ' એ અખડ જ્ઞાન પ્રત્યભિજ્ઞાન છે

કોઈ એક ગૃહસ્થે કદાપિ રોઝ જોયુ નહોતુ એક વખતે કોઈ ગોવાળના કહેવાથી એને જ્ઞાન થયુ કે–ગાયના જેવુ રોઝ હોય છે કોઈ વખતે જગલમાં સફર મારવા ગયેલા તેણે રોઝ જોયુ રોઝને દેખવાથી ... 'ગાયના જેવુ જે હોય છે તે' એવી સ્મૃતિ (યાદી) આવી

એ સ્મરણ અને ' આ ' એવુ રોજનુ પ્રત્યક્ષ દર્શન, એ બેના મિશ્રણરૂપ ' તે જ આ રોઝ ' એ વિશિષ્ટ જ્ઞાન જે થાય છે, તે 'પ્રત્યભિજ્ઞાન' છે પ્રત્યભિજ્ઞાનના બીજા પ્રકારના પણ ઉદાહરણો છે

તર્ક જે વસ્તુ જેનાથી જૂદી પડતી નથી, જે વસ્તુ જેના વગર રહેતી નથી, એ વસ્તુનો એની સાથેનો જે સહભાવરૂપ ( સાથે રહેવા રૂપ) સબધ છે, તે સબધનો નિશ્ચય કરી આપનાર ' તર્ક ' છે દૃષ્ટાત તરીકે-ધૂમ, અગ્નિ વિના રહેતો નથી જ્યા જ્યા ધૂમ છે ત્યા ત્યા અગ્નિ છે એવો કોઈ ધૂમવાન્ પ્રદેશ નથી કે જ્યા અગ્નિ ન હોય. આવો જે ધૂમ અને અગ્નિનો સહભાવ-સબધ બીજા શબ્દોમા કહીએ તો-ધૂમમા રહેલો અગ્નિની સાથે રહેવાનો જે નિશ્ચત નિયમ, તે તર્કથી સાબિત થઇ શકે છે એ નિયમને તર્કશાસ્ત્રીઓ ' વ્યાપ્તિ ' કહે છે ધૂમમા જ્યા સુધી વ્યાપ્તિનો નિશ્ચય ન થયો હોય ત્યા સુધી ધૂમને દેખવા છતા અગ્નિનુ અનુમાન થઈ શકે નહિ એ ખુલ્લી વાત છે જેણે ધૂમમા અગ્નિની વ્યાપ્તિનો નિશ્ચય કર્યો છે, તે જ મનુષ્ય, ધૂમ દેખી તે સ્થળે અગ્નિ હોવાનુ ચોક્કસ અનુમાન કરી શકે છે આ હકીકતથી સ્પષ્ટ થાય છે કે અનુમાનને માટે વ્યાપ્તિનિશ્ચય થવાની જરૂર છે, વ્યાપ્તિનિશ્ચય કરવા તર્કની જરૂર છે

બે વસ્તુઓ અનેક જગ્યાએ સાથે રહેલી દેખવાથી એમનો વ્યાપ્તિ-નિયમ સિદ્ધ થતો નથી, કિન્તુ એ બેને જૂદી પાડવામા શો વાધો છે? એ તપાસતા વાધો સિદ્ધ થતો હોય, તો જ એ બંનેનો વ્યાપ્તિનિયમ સિદ્ધ થઇ શકે છે આવી રીતે બે વસ્તુના સાહચર્યની પરીક્ષા કરવાનો જે અધ્યવસાય, તે તર્ક છે ધૂમ અને અગ્નિના સબધમા પણ-" જો અગ્નિ વિના પણ ધૂમ હોય, તો તે અગ્નિનુ કાર્ય થશે નહિ, અને એમ થવાથી ધૂમની અપેક્ષાવાળા અગ્નિની જે શોધ કરે છે, તે કરશે નહિ અગ્નિમાથી ધૂમ પેદા થાય છે, એ પ્રત્યક્ષ છે એટલે એમની પરસ્પર કારણ-કાર્યતા, જે લોકપ્રસિદ્ધ છે, તે ટકશે નહિ "-આવા પ્રકારનો

તર્કથી જ તે બેની વ્યાપ્તિ સાબિત થાય છે, અને એ વ્યાપ્તિ-નિશ્ચયના બળથી અનુમાન કરાય છે અતએવ 'તર્ક' પ્રમાણ છે

**અનુમાન.** જે વસ્તુનુ અનુમાન કરવુ હોય તે વસ્તુને છોડી નહિ રહેનારા એવા પદાર્થનુ, બીજા શબ્દમા હેતુનુ દર્શન થવુ જોઇએ અને એ હેતુમા અનુમેય વસ્તુની વ્યાપ્તિ રહ્યાનુ સ્મરણ હોવુ જોઇએ ત્યારે જ કોઇ પણ વસ્તુનુ અનુમાન થઇ શકે છે[1]

જેવી રીતે કોઇ સ્થળે ધૂમની રેખા કોઇ માણસે જોઇ તે ધૂમની રેખા જોવાથી અને તે ધૂમમા અગ્નિની વ્યાપ્તિ હોવાનુ યાદ આવવાથી માણસને ઝટ તે સ્થળે અગ્નિ હોવાનુ અનુમાન સ્ફુરે છે આમ અનુમાન થવામા—ઉપર કહ્યા પ્રમાણે—હેતુનુ દર્શન અને હેતુમા સાધ્યની વ્યાપ્તિ હોવાનુ સ્મરણ અવશ્ય થવુ જોઇએ

હેતુ સાધ્ય 'અનુમેય વગેરે બધા સસ્કૃત શબ્દો છે હેતુ એટલે સાધ્યને સિદ્ધ કરી આપનાર વસ્તુ જેવી રીતે પૂર્વકથિત ઉદાહરણમા 'ધૂમ હેતુનુ લક્ષણ—સાધ્યથી કદાપિ કયાય જૂદુ ન રહેવુ એ છે હેતુને સાધન' પણ કહે છે 'લિંગ એ પણ સાધનનુ જ નામાન્તર છે સાધ્ય' એ, કે જે વસ્તુનુ અનુમાન કરવાનુ હોય જેવી રીતે પૂર્વોક્ત ઉદાહરણમા અગ્નિ અનુમેય' એ સાધ્યનુ નામાન્તર છે

બીજાના સમજાવ્યા વગર પોતાની જ બુદ્ધિથી 'હેતુ' દ્વારા જે અનુમાન કરાય છે તે 'સ્વાર્થાનુમાન' કહેવાય છે બીજાને સમજાવવા જે અનુમાનપ્રયોગ, જેવી રીતે કે—'અહિ અગ્નિ છે, કારણ કે ધૂમ દેખાય છે, જ્યા જ્યા ધૂમ હોય છે, ત્યા ત્યા અગ્નિ નિયમેન હોય છે જેમ રસોડામા અહીં પણ ધૂમ દેખાઇ રહ્યો છે માટે અહીં અવશ્ય અગ્નિ છે' એ પ્રકારે કરવામા આવે છે, તે 'પરાર્થાનુમાન' કહેવાય છે પ્રતિજ્ઞા હેતુ, ઉદાહરણ ઉપનય અને નિગમન એ પાચ પ્રકારના વાક્યો ન્યાય પરાર્થ અનુમાનમા જોડાય છે 'આ અગ્નિવાળો પ્રદેશ

---

[1] "साधनात् साध्यविज्ञानमनुमानं विदुर्बुधा "॥

હોવો જોઇએ " એ ' પ્રતિજ્ઞા '–વાક્ય છે " કારણ કે અહીં ધૂમ દેખાય છે " એ ' હેતુ '–વાક્ય છે રસોડાનુ ઉદાહરણ આપવુ એ ' ઉદાહરણ ' વાક્ય છે ઉદાહરણ આપ્યા પછી " અહીં પણ ( રસોડાની જેમ )-ધૂમ દેખાઇ રહ્યો છે " એ ' ઉપનય '–વાક્ય છે, માટે અહીં અગ્નિ અવશ્ય છે " એ ' નિગમન '–વાક્ય છે આવી રીતે સર્વ અનુમાનોમા યથાસભવ અનુસધાન કરી લેવુ

જે હેતુ ખોટો હોય, તે ' હેત્વાભાસ ' કહેવાય છે હેત્વાભાસથી સાચુ અનુમાન કાઢી શકાતુ નથી

**આગમ** જેમા પ્રત્યક્ષ અનુમાન આદિ પ્રમાણોથી વિરુદ્ધ કથન ન હોય, આત્માની ઉન્નતિને લગતુ જેમા મહાન્ પ્રવચન હોય, એવુ–તત્ત્વના ગભીર સ્વરૂપ ઉપર પ્રકાશ પાડનારુ, રાગદ્વેષ ઉપર દબાવ કરી શકનારુ પવિત્ર શાસ્ત્ર ' આગમ ' કહેવાય છે

સદ્બુદ્ધિથી યથાર્થ બોલનારને ' આપ્ત ' કહેવામા આવે છે એવા આપ્તનુ કથન ' આગમ ' કહેવાય છે સહુથી પ્રથમ નબરે આપ્ત એ છે કે-જેના રાગ આદિ સર્વ દોષો ક્ષીણ થયા છે અને જેણે પોતાના નિર્મળ જ્ઞાનથી બહુ ઉચ્ચ પ્રકારનો ઉપદેશ આપ્યો છે

આગમમા પ્રકાશિત કરેલુ તત્ત્વજ્ઞાન ગભીર હોય છે અતએવ તટસ્થભાવથી વિચાર કરવામા ન આવે તો અર્થનો અનર્થ થઇ જવા પૂર્ણ સભવ રહે છે દુરાગ્રહનો ત્યાગ, જિજ્ઞાસા, ગુણની પ્રસન્નતા અને સ્થિર તથા સૂક્ષ્મદૃષ્ટિ એટલા સાધનો પ્રાપ્ત થયા હોય, તો આગમના તત્ત્વોના ઊડાણભાગમા પણ નિર્ભીકતાથી વિચરી શકાય છે

ઘણી વખતે ઉપનક દૃષ્ટિએ વિચારતા કેટલાક મહર્ષિઓના વિચારોમા વિરુદ્ધતા માલૂમ પડે છે, પરતુ તે વિચારો ઊડા ગર્ભમા પ્રવેશ કરવાથી અને પૂર્વાપરનુ ખૂબ અનુસધાન કરવાથી તથા તે વિચારોને પરસ્પર સગત કરવા તરફ સૂક્ષ્મ નજર ફેકવાથી તે વિચારોમા સામ્ય રહેલુ જોઈ શકાય છે

પ્રમાણની વ્યાખ્યા જોઇ પ્રમાણથી જૈનશાસ્ત્રમા એક મહત્ત્વપૂર્ણ સિદ્ધાન્ત સાબિત કરવામા આવ્યો છે એ સિદ્ધાન્તનુ નામ છે—

જોઇએ છીએ કે કડી ભાગીને તે તમામ સુવર્ણના બનાવેલ દોરો, તદ્ન સર્વથા નવી જ વસ્તુ ઉત્પન્ન થઇ, એમ કહી શકાય નહિ દોરો તદ્ન નવીન ઉત્પન્ન થયેલો ત્યારે જ માની શકાય કે કડીની કોઇ પણ વસ્તુ તે દોરામાં આવી ન હોય પરંતુ જ્યારે કડીનું તમામ સુવર્ણ દોરામાં આવી ગયું છે માત્ર કડીનો આકાર જ બદલાયો છે, તો પછી દોરાને સર્વથા નવીન ઉત્પન્ન થયેલ કેમ કહેવાય? એવી જ રીતે કડીનો પણ સર્વથા નાશ થયો ન મનાય કડીનો સર્વથા નાશ ત્યારે જ માની શકાય કે યદિ કડીની કોઇપણ ચીજ નાશથી બચી ન હોય પરંતુ જ્યારે કડીનું તમામ સુવર્ણ જેમનું તેમ દોરામાં ઉતર્યું છે, તો પછી કડીને નષ્ટ થયેલી કેમ માની શકાય? આ હકીકતથી એ વાત સારી પેઠે ધ્યાનમાં ઉતરે છે કે—કડીનો નાશ કડીની આકૃતિનો નાશ થયો એટલા પૂરતો છે અને દોરાની ઉત્પત્તિ દોરાનો આકાર ઉત્પન્ન થયો એટલા પૂરતી છે જ્યારે એ કડી અને દોરાનું સુવર્ણ તો એક જ છે કડી અને દોરો એ એક જ સુવર્ણના આકારભેદો સિવાય બીજું કશું નથી

આ ઉપરથી જોઇ શકયા છીએ કે કડીને ભાગી બનાવેલ દોરા... કડીરૂપે નાશ દોરાના આકારે ઉત્પત્તિ તથા સુવર્ણની સ્થિતિ એ નાશ ઉત્પાદ અને સ્થિતિ (ધ્રુવત્વ) એ ત્રણે બાબતો બરાબર અનુભવાય છે આમ ઘડાને ફોડી બનાવેલ કુંડા જેવા પણ અનેક ઉદાહરણો ઠામ ઠામ હાજર છે ઘર જ્યારે પડી ભાગી જાય છે, ત્યારે, તે ઘર જે વસ્તુઓથી બનેલું હતું, તે સર્વ વસ્તુઓ તદ્ન વિલય પામી જતી નથી તે બધા પદાર્થો સ્થૂલરૂપે અથવા સૂક્ષ્મરૂપે અન્તત પરમાણુરૂપે તો અવશ્ય જગતમાં રહે છે આથી તે ઘરનો સર્વથા નાશ થયો તત્ત્વદૃષ્ટિએ ઘટી શકે નહિ કોઇ પણ સ્થૂલ વસ્તુ વિખરાઇ જતાં તેના અણુઓ બીજી વસ્તુઓની સાથે મળી, નવું પરિવર્તન ઊભું કરે છે દુનિયાના પદાર્થો દુનિયામાં જ સ્થૂલરૂપે યા સૂક્ષ્મરૂપે ઇતસ્તત વિચરણ કરે છે અને એથી નવા નવા રૂપાન્તરોનો પ્રાદુર્ભાવ થાય છે દીવો શાંત થયો, એટલે

દીવાનો તદ્દન નાશ થયો એમ સમજવાનુ નથી દીવાનો પરમાણુસમૂહ બરાબર કાયમ છે જે પરમાણુ ઘાતથી દીવો પ્રગટ્યો છે તે જ પરમાણુસંઘાત, રૂપા તર પામી જવાથી પ્રદીપરૂપે નહિ દેખાતા અન્ધકારરૂપે અનુભવાય છે સૂર્યની રશ્મિથી પાણી સુકાઇ ગયુ જોઇ, પાણીનો અત્યન્ત અભાવ થયો સમજવો નહિ એ પાણી ગમે તે રૂપે પણ બરાબર કાયમ છે તેના સ્થૂલરૂપનો નાશ થવાથી સૂક્ષ્મ અવસ્થામા તેનુ (કોઇ પણ વસ્તુનુ ) દર્શન ન થાય, એ બનવાજોગ છે કોઇ મૂળ વસ્તુ નવી ઉત્પન્ન થતી નથી, અને કોઇ મૂળ વસ્તુનો સર્વથા નાશ થતો નથી, એ અટલ સિદ્ધાન્ત છે દૂધનુ બનેલુ દહીં નવુ ઉત્પન્ન થયુ નથી દૂધનુ જ પરિણામ દહીં છે દૂધ રૂપે નષ્ટ થઇ, દહીં રૂપે ઉત્પન્ન થયેલ પદાર્થ પણ દૂધની જેમ ગોરસ કહેવાય છે, એ સર્વને માલૂમ છે અતએવ ગોરસના આહારનો ત્યાગ કરી બેઠેલ, દૂધની જેમ દહી પણ ખાઇ શકે નહિ આથી દૂધ અને દહીંમા ગોરસરૂપી રહેલુ સામ્ય બરાબર અનુભવી શકાય છે [1] આ પ્રમાણે સર્વત્ર સમજી રાખવાનુ છે કે મૂળ તત્ત્વો અનાદિ છે, અને એમા જે અનેકાનેક પરિવર્તનો થતા રહે છે, અર્થાત્ પૂર્વ પરિણામનો નાશ અને બીજા પરિણામનો આદુર્ભાવ થતો રહે છે, તે વિનાશ અને ઉત્પાદ છે આથી સર્વ પદાર્થો[2] ઉત્પાદ,

---

१ "पयोव्रतो न दध्यत्ति न पयोऽत्ति दधिव्रत ।
अगोरसव्रतो नोभे तस्माद् वस्तु त्रयात्मकम् " ॥
—શાસ્ત્રવાર્તાસમુચ્ચય શ્રી હરિભદ્રસૂરિ

"उत्पन्न दधिभावेन नष्ट दुग्धतया पय ।
गोरसत्वात् स्थिर जानन् स्याद्वादद्विड् जनोऽपि क ?" ॥
—અધ્યાત્મોપનિષદ્, શ્રી યશોવિજયજી

૨ વિજ્ઞાનશાસ્ત્ર' પણ વસ્તુનો સ્વભાવ જણાવતા મૂળ પ્રકૃતિને ધ્રુવ-સ્થિર માને છે અને તેમાથી ઉત્પન્ન થતા પદાર્થો તેનુ રૂપાન્તર, પરિણામાન્તર છે, એમ જણાવે છે આ રીતે ઉત્પાદ વિનાશ અને ધ્રૌવ્યના જૈનસિદ્ધાન્તને વિજ્ઞાન (Science) બરાબર સમર્થન કરે છે

વિનાશ અને સ્થિતિ (ધ્રુવત્વ) સમજવાની. આમ જે કે છે જેને ઉત્પાદ અને વિનાશ થાય છે તેને જૈન આગમમાં 'પર્યાય' કહે છે જે મૂળ વસ્તુ સ્થાયી છે તેને 'દ્રવ્ય' કહેવામાં આવે છે દ્રવ્યથી (મૂળ વસ્તુ રૂપે) દરેક પદાર્થ નિત્ય છે અને પર્યાયથી અનિત્ય છે આ રીતે પ્રત્યેક વસ્તુને એકાન્ત નિત્ય નહિ એકાન્ત અનિત્ય નહિ કિન્તુ નિત્યાનિત્યરૂપે માનવી, એનું નામ 'સ્યાદ્વાદ' છે

વસ્તુને સત્-અસત્ પણ સ્યાદ્વાદ રીતે વસ્તુ સત્ કહેવાય છે તે કોને લક્ષને ? એ વિચારણીય છે રૂપ રસ આકાર વગેરે પોતાના ગુણોથી પોતાના જ ધર્મોથી દરેક વસ્તુ સત્ હોઈ શકે છે બીજાના ગુણોથી કોઈ વસ્તુ સત્ હોઈ શકતી નથી કેમ કે જે બાપ હોય છે તે પોતાના પુત્રથી બીજાના પુત્રથી નહિ બીજા શબ્દોમાં આ દૃષ્ટાન્તને સ્પષ્ટ કરી કહીએ તો પોતાના પુત્રથી જે બાપ કહેવાય છે, તે જ પારકા છોકરાથી બાપ કહેવાતો નથી આ પ્રમાણે સ્વપુત્રથી જનો પિતા જેમ બીજાના પુત્રથી અપિતા છે તેમ પોતાના ગુણોથી પોતાના ધર્મોથી-પોતાના સ્વરૂપથી જે પદાર્થ 'સત્' છે તે જ પદાર્થ બીજાના ધર્મોથી-બીજામાં રહેલા ગુણોથી-બીજાના સ્વરૂપથી સત્ હોઈ શકે નહિ. 'સત્' ન હોય શકે ત્યારે સુતરાં અસત્ છે, એ સ્વતઃ સિદ્ધ થાય છે

ઉપર કહ્યા પ્રમાણે જુદી જુદી અપેક્ષાએ 'સત્' ને 'અસત્' કહેવામાં વિચારશીલ વિદ્વાનોને વાંધો જણાતો નથી 'સત્' ને પણ 'સત્' પણાનો જે નિષેધ કરવામાં આવે છે તે ઉપર કહ્યા પ્રમાણે પોતામાં નહિ રહેલી અન્ય ધર્મોની સત્તાની અપેક્ષાએ લેખન કે વક્તૃત્વ-શક્તિ નહિ ધરાવનાર એમ કહી શકે છે કે 'હું લેખક નથી' અથવા "હું વક્તા નથી' આ શબ્દપ્રયોગોમાં 'હું' કહેવું અને સાથે 'નથી' કહેવું, એ શું અયુક્ત છે કે ? નહિ કારણ કે 'હું' પોતે 'સત્' છતાં સાથમાં લેખન કે વક્તૃત્વશક્તિ નહિ હોવાથી તે શક્તિરૂપે નથી એ સ્પષ્ટ છે આ પ્રમાણે સર્વત્ર અનુસંધાન કરવાથી એક સત્ત્વ અને અસત્ત્વનો સ્યાદ્વાદ બરાબર લક્ષમાં ઉતરી શકે તેમ છે

, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી વિચારતા, ઘટ ( દરેક પદાર્થ ) પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સત્ છે અને બીજાના દ્રવ્ય ક્ષેત્ર, કાલ અને ભાવથી અસત્ છે જેવી રીતે કાશીમા, વર્ષાઋતુમાં ઉત્પન્ન થયેલી માટીનો કાળો ઘટ, દ્રવ્યથી માટીનો છે, અર્થાત્ મૃત્તિકારૂપ છે, પરતુ જલરૂપ નથી ક્ષેત્રથી બનારસનો છે, પરતુ બીજા ક્ષેત્રનો નથી કાળથી વર્ષાઋતુનો છે, પરતુ બીજી ઋતુનો નથી ભાવથી શ્યામવર્ણવાળો છે, પરતુ અન્ય વર્ણવાળો નથી ટૂકમા પોતાના સ્વરૂપથી જ દરેક વસ્તુ ' અસ્તિ કહી શકાય, બીજાના સ્વરૂપથી નહિ બીજાના સ્વરૂપથી નાસ્તિ કહેવાય

વળી સ્યાદ્વાદનુ એક ઉદાહરણ જોઇએ વસ્તુમાત્રમા સમાન ધર્મ અને વિશેષ ધર્મ રહેલા છે સો ઘડાઓમા ' ઘડો ' ઘડો એવી જે એકાકાર ( એક સરખી ) બુદ્ધિ ઉત્પન્ન થાય છે, એ જ બતાવી આપે છે કે તમામ ઘડાઓમા સામાન્યધર્મ-એકરૂપતા રહેલી છે તે સિવાય, સો ઘડાઓમાથી પોતપોતાનો ઘડો જે ઓળખી લેવાય છે, ઉપરથી તમામ ઘડાઓ એક-બીજાથી વિશેષતા-ભિન્નતા-પૃથકતાવાળા સિદ્ધ થાય છે આ પ્રમાણે સામાન્ય સ્વરૂપ અને વિશેષ સ્વરૂપ સર્વ પદાર્થો સબધે સમજવુ એ બને સ્વરૂપ-સાપેક્ષ છે અને વસ્તુથી અલગ નથી અત પ્રત્યેક વસ્તુને સામાન્યવિશેષોભયાત્મક સમજવી એ [1]સ્યાદ્વાદદર્શન છે

સ્યાદ્વાદના સબધમા કેટલાકોનુ એમ કહેવુ થાય છે કે તે નિશ્ચયવાદ નથી, કિન્તુ સશયવાદ છે અર્થાત્ એક જ વસ્તુને નિત્ય સમજવી અને અનિત્ય પણ સમજવી, અથવા એક જ વસ્તુને સત્ માનવી અને અસત્ પણ માનવી એ સશયવાદ નહિ તો બીજુ શુ ? પરતુ આ કથન અયુક્ત છે એમ વિચારકોને સ્પષ્ટ સમજાય છે [2] સશયના

---

[1] ' સ્યાદ્વાદ ' વિષયમા તાર્કિકોના તર્કવાદો અતિપ્રબળ છે ' હરિભદ્રસૂરિ - કૃત ' અનેકાન્તજયપતાકા મા આ વિષયને પ્રૌઢ લખાણથી ચર્ચ્યો છે

[2] ગુજરાતના પ્રસિદ્ધ વિદ્વાન્ પ્રો૦ આનદશકર ધ્રુવે પોતાના એક વખતના વ્યાખ્યાનમા સ્યા[illegible] સિદ્ધાન્ત વિષે પોતાનો અભિપ્રાય દર્શા[illegible]

સ્વરૂપને યથાર્થ સમજનાર આ સ્યાદ્વાદને સંશયવાદ કહેવાનું સાહસ કદાપિ કરી શકે નહિ રાત્રે કાળી દોરડી પર નજર પડવાથી "આ સર્પ છે કે દોરડી? એવો સંદેહ કોઇ વખતે ઉત્પન્ન થઇ જાય છે દૂરથી ઝાડના ઠૂંઠાને જોઇ "આ ઝાડ છે કે કોઇ માણસ?" એવી શંકા કદાચિત્ ઊભી થઇ જાય છે આવી રીતે સંશયના અનેક ઉદાહરણો જાણીતાં છે આ સંશયમાં સર્પ અને દોરડી અથવા વૃક્ષ અને માણસ એ બન્ને વસ્તુઓ પૈકી એક પણ વસ્તુ નિશ્ચિત હોતી નથી. અમુક એક વસ્તુ કોઇ ચોક્કસરૂપે સમજવામાં ન આવે એ સંશય છે સંશયનું આવું સ્વરૂપ સ્યાદ્વાદમાં કોઈ બતાવી શકે તેમ છે? સ્યાદ્વાદ એક જ વસ્તુને જૂદી જૂદી અપેક્ષાએ અનેક રીતે અવલોકવાનું કથે છે અર્થાત્ એક જ વસ્તુ અમુક અપેક્ષાએ 'અસ્તિ' છે એ નિશ્ચિત વાત છે અને અમુક અપેક્ષાએ નાસ્તિ છે, એ પણ નિશ્ચિત વાત છે તેમજ એક વસ્તુ અમુક દૃષ્ટિએ નિત્ય રૂપે પણ નિશ્ચિત છે અને અમુક દૃષ્ટિએ અનિત્ય રૂપે પણ નિશ્ચિત છે આવી રીતે એક જ પદાર્થને, વિરુદ્ધ રીતે ભાસતા પણ અપેક્ષા-સંગત ધર્મોથી યુક્ત હોવાનો ભિન્ન ભિન્ન અપેક્ષાદૃષ્ટિએ જે નિશ્ચય કરવો એનું નામ સ્યાદ્વાદ છે આ સ્યાદ્વાદને સંશય-વાદ કહેવો એ પ્રકાશને અન્ધકાર કહેવા બરાબર છે

---

છતુ કે— સ્યાદ્વાદનો સિદ્ધાન્ત અનેક સિદ્ધાન્તો અવલોકીને તેનો સમન્વય કરવા ખાતર પ્રકટ કરવામાં આવ્યો છે સ્યાદ્વાદ એકીકરણનું દૃષ્ટિબિંદુ અમારી સામે ઉપસ્થિત કરે છે શંકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે તે મૂળ રહસ્યની સાથે સંબંધ રાખતો નથી એ નિશ્ચય છે કે વિવિધ દૃષ્ટિબિંદુઓ દ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઈ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવી શકે નહિ આ માટે સ્યાદ્વાદ ઉપયોગી તથા સાર્થક છે મહાવીરના સિદ્ધાન્તમાં બતાવેલ સ્યાદ્વાદને કેટલાક સંશયવાદ કહે છે એ હું નથી માનતો સ્યાદ્વાદ સંશયવાદ નથી કિન્તુ તે એક દૃષ્ટિબિંદુ અમને મેળવી આપે છે—વિશ્વનું કેવી રીતે અવલોકન કરવું જોઈએ એ અમને શિખવે છે

કાશીના મહુમ મહામહોપાધ્યાય **રામમિશ્રશાસ્ત્રીજીએ** સ્યાદ્વાદના વિષયમાં જે પોતાનો ઊંચો મત દર્શાવ્યો છે તેને માટે તેઓનું વ્યાખ્યાન સુજન સમ્મેલન જુઓ

"स्याद् अस्त्येव घटः" "स्याद् नास्त्येव घटः"।
"स्याद् नित्य एव घट" "स्याद् अनित्य एव घट"।

એ સ્યાદ્વાદના एवकार યુક્ત વાક્યોમા– ઉપર બતાવ્યા પ્રમાણે "અમુક[1] અપેક્ષાએ ઘટ સત્ જ છે અમુક અપેક્ષાએ ઘટ અસત્ જ છે અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે" એ પ્રમાણે નિશ્ચયાત્મક અર્થ સમજવાનો છે 'स्यात्' શબ્દનો અર્થ–'કદાચ,' 'શાયદ' કે એવા કોઈ બીજા સંશયવાચક શબ્દથી કરવાનો નથી જ નિશ્ચયવાદમા સંશયના શબ્દનુ કામ શુ? ઘટને ઘટરૂપે સમજવુ જેટલુ યથાર્થ છે– નિશ્ચયરૂપ છે, ઘટને અપેક્ષા–દૃષ્ટિએ અનિત્ય અને નિત્ય એ બને રૂપે સમજવુ–એ પણ તેટલુ જ યથાર્થ નિશ્ચયરૂપ છે આથી સ્યાદ્વાદને અવ્યવસ્થિત કે અસ્થિર સિદ્ધાન્ત પણ કહી શકાય નહિ એ* યોગ્ય [illegible]

1 'स्यात्' શબ્દનો અર્થ– અમુક અપેક્ષાએ થાય છે જુઓ, [illegible] સપ્તભંગીનુ પ્રકરણ

* વિશાળ દૃષ્ટિથી દર્શનશાસ્ત્રો જોનાર સારી પેઠે સમજી [illegible] દર્શનકારોને સ્યાદ્વાદ સ્વીકારવો પડ્યો છે [1]સત્ત્વ રજ અને [illegible] વિરુદ્ધ ત્રણ ગુણોવાળી પ્રકૃતિને માનનાર સાખ્યદર્શન પૃથિવીને [illegible] અને સ્થૂલરૂપે અનિત્ય માનનાર તથા દ્રવ્યત્વપૃથિવીત્વ આદિ [illegible] વિશેષ રૂપે સ્વીકારનાર [2] નૈયાયિક–વૈશેષિક દર્શન [illegible] અનેકવર્ણાકારવાળા એક ચિત્રજ્ઞાનને–જેમા અનેક વિરુદ્ધ [illegible]

1 "इच्छन् प्रधान सत्त्वाद्यैर्विरुद्धैर्गुम्फि[illegible]
सांख्य संख्यावता मुख्यो नानेकान्तं [illegible]"
— [illegible]

2 "चित्रमेकमनेक च रूप प्रामाणि[illegible]
योगो वैशेषिको वापि नानेकान्तं [illegible]"
— [illegible]

અર્થાત્– નૈયાયિકો અને વૈશેષિકો એક [illegible] હોય તે ચિત્રરૂપ કહેવાય આને એ રૂપ [illegible] સ્યાદ્વાદની સીમા છે

માનનાર બૌદ્ધ દર્શન પ્રમાતા પ્રમિતિ અને પ્રમેય આકારવાળુ એક જ્ઞાન છે તે ત્રણે પદાર્થના પ્રતિભાસરૂપ છે તેને મન્જૂર કરનાર મીમાંસક દર્શન અને એવા જ બીજા પ્રકારે તરથી બીજાઓ પણ સ્યાદ્વાદને અપતમાન આપે છે ઉલટું ચાર્વાકને પણ સ્યાદ્વાદની આણામા બધાવું પડ્યુ છે જેમકે-પૃથ્વી જલ તેજ અને વાયુ એ ચાર તત્ત્વો સિવાય પાચમું તત્ત્વ ચાર્વાકને મન્જૂર નથી એથી એ ચાર તત્ત્વોથી પ્રાદુર્ભૂત થતું ચૈતન્ય તે ચાર તત્ત્વોથી અલગ તો ચાર્વાકથી માની શકાય નહિ અગર ચૈતન્યને પૃથિવ્યાદિપ્રત્યેકતત્ત્વરૂપ માને તો ઘટાદિ પદાર્થને ચેતન બનવાનો દોષ આવી પડે એ ચાર્વાકની નજર-બહાર નથી. અતએવ ચાર્વાકનું કહેવુ એમ છે અગર ચાર્વાકે એમ કહેવુ જોઈએ કે-ચૈતન્ય, પૃથિવ્યાદિ અનેકતત્ત્વરૂપ છે આવી રીતે એક ચૈતન્યને અનેકવસ્તુરૂપ અનેકતત્ત્વાત્મક ×માનવુ એ સ્યાદ્વાદની જ મુદ્રા છે એ ધ્યાનમા રાખવુ

"विज्ञानस्यैकमाकार नानाऽऽकारकरम्बितम् ।
इच्छंस्तथागत प्राज्ञो नानेका त प्रतिक्षिपत् ॥"

—વીતરાગસ્તોત્ર હેમચન્દ્રાચાર્ય

* "जातिव्यक्त्यात्मक वस्तु वदन्ननुभवोचितम् ।
भट्टो वापि मुरारिर्वा नानेकान्त प्रतिक्षिपेत् ॥"
'अबद्ध परमार्थेन बद्ध च व्यवहारत ।
ब्रुवाणो ब्रह्मवेदान्ती नानेकान्त प्रतिक्षिपेत् ॥"
"ब्रुवाणा भिन्नभिन्नार्थान् नयभेदव्यपेक्षया ।
प्रतिक्षिपेयुर्नो वेदा स्याद्वाद सार्वतान्त्रिकम् ॥"

—અધ્યાત્મોપનિષદ્ યશોવિજયજી

જાતિ અને વ્યક્તિ એ બને રૂપે વસ્તુને કહેનાર ભટ્ટ અને મુરારિ સ્યાદ્વાદને તરછોડી શકે નહિ.

આત્માને વ્યવહારથી બદ્ધ અને પરમાર્થથી અબદ્ધ માનનાર બ્રહ્મવાદી સ્યાદ્વાદને ધિક્કારી શકે નહિ.

જૂદા જૂદા નયની વિવક્ષાથી ભિન્ન ભિન્ન અર્થને પ્રતિપાદન કરનાર વેદો-સર્વ તન્ત્રોને માનનીય એવા-સ્યાદ્વાદને વખોડી શકે નહિ

× આવી રીતે માનવામા પણ આત્માની ગરજ સરતી નથી, એ વિષે આત્મ-

હવે વસ્તુના પ્રત્યેક ધર્મની અન્દર સ્યાદ્વાદની વિવેચના, જેને 'સપ્તભંગી' કહે છે, તે જોઇએ—

# સપ્તભંગી

ઉપર જોઈ ગયા છીએ કે–'સ્યાદ્વાદ' એક જ વસ્તુમા જૂદી જૂદી અપેક્ષાએ અસ્તિત્વ–નાસ્તિત્વ, નિત્યત્વ–અનિત્યત્વ વગેરે અનેક ધર્મો રહેવાનુ કહે છે આ ઉપરથી સમજી શકાય છે કે વસ્તુ–સ્વરૂપ જેવા પ્રકારનુ હોય, તેવી રીતે તેની વિવેચના કરવી જોઇએ વસ્તુસ્વરૂપની જિજ્ઞાસાવાળા કોઇએ પ્રશ્ન કર્યો કે–"ઘડો અનિત્ય છે ?" આ પ્રશ્ન ઉપર સમાધાન કરનાર માત્ર એમ જ કહે કે–"ઘડો અનિત્ય જ છે," તો એ કથન કા તો યથાર્થ નથી કા તો અધૂરુ છે, કેમકે તે કથન યદિ સમ્પૂર્ણ દૃષ્ટિના વિચારના પરિણામે કહેવાયુ હોય તો તે યથાર્થ નથી કારણ કે ઘડો (કોઇ પણ વસ્તુ) સમ્પૂર્ણ દૃષ્ટિએ વિચારતા અનિત્ય હોવાની સાથે નિત્ય પણ ઠરે છે કદાચિત્ તે કથન અમુક દૃષ્ટિએ કહેવાયુ હોય તો તે વાકયમા "તે કથન અમુક દૃષ્ટિએ છે" એમ સૂચન કરનાર કોઇ શબ્દ મૂકવો જોઇએ છે એ વગર તે જવાબ અધૂરો કહી શકાય આ ઉપરથી સમજનાર સમજી શકે છે કે–વસ્તુનો કોઈ પણ ધર્મ બતાવવો હોય, તો એવી રીતે બતાવવો જોઈએ કે તેના પ્રતિપક્ષ ધર્મની તે વસ્તુમાથી બેઠક ઊડી જવા ન પામે અર્થાત્ કોઇ

---

સિદ્ધિના ગ્રથો જેવા સ્યાદ્વાદના સબન્ધમા ચાર્વાકની સમ્મતિ લેવી કે નહિ તે વિષે હેમચન્દ્રાચાર્ય વીતરાગસ્તોત્રમા આ પ્રમાણે કહે છે—

"सम्मतिर्विमतिर्वापि चार्वाकस्य न मृग्यते।
परलोकाऽऽत्ममोक्षेषु यस्य मुह्यति शेमुषी" ॥

અર્થાત્–સ્યાદ્વાદના સબન્ધમા ચાર્વાક, કે જેની બુદ્ધિ પરલોક આત્મા અને મોક્ષમા મૂઢ બની છે, તેની સમ્મતિ કે વિમતિ (પસદગી કે નાપસદગી) લેવાની જરૂર નથી.

પણ વસ્તુને નિત્ય બનાવતા એવો કોઇ શબ્દ મૂકવો જોઇએ કે જેથી તે વસ્તુમાં રહેલા અનિત્યત્વ ધર્મનો અભાવ સૂચિત થવા પામે નહિ. તેમજ કોઇપણ વસ્તુને અનિત્ય બનાવવામાં એવો શબ્દ જોડવો જોઇએ કે જેથી તે વસ્તુમાં રહેલા નિત્યત્વ ધર્મનું તેમાં ન હોવાનું સૂચિત થાય [1]નહિ આવો શબ્દ સંસ્કૃતભાષામાં 'स्यात्' છે 'स्यात्' શબ્દનો અર્થ-'અમુક અપેક્ષાએ' એવો થાય છે 'स्यात्' શબ્દ, અથવા તેના અર્થવાળો સંસ્કૃતભાષાનો ''कथंचित्' શબ્દ, કા તો "અમુક અપેક્ષાએ એ વાક્ય જોડીને "स्यादनित्य एव घट" 'અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે' એમ નિવેદન કરવામાં ઘટમાં અન્ય અપેક્ષાએ રહેલા નિત્યત્વ ધર્મને બાધ પહોંચે નહિ [2] આ ઉપરથી વસ્તુસ્વરૂપને અનુસરતા કેવા શબ્દપ્રયોગો કરવા જોઇએ, એ ધ્યાનમાં રાખવાનું પ્રાપ્ત થાય છે જૈનશાસ્ત્રકારો વસ્તુના પ્રત્યેક ધર્મના વિધાન અને નિષેધને લગતા શબ્દ પ્રયોગો સાત પ્રકારે હોવાનું દર્શાવે છે ઉદાહરણ તરીકે 'ઘટ' ને લઇએ, અને એના અનિત્ય ધર્મ તરફ દૃષ્ટિપાત કરીએ–

**પ્રથમ શબ્દપ્રયોગ** 'ઘટ અનિત્ય છે એ ચોક્કસ છે, પરંતુ અમુક અપેક્ષાએ આ વાક્યથી, ઘટમાં અમુક દૃષ્ટિએ અનિત્યધર્મનું મુખ્યત્વેન વિધાન થાય છે

**દ્વિતીય શબ્દપ્રયોગ** 'અનિત્યધર્મરહિત છે અર્થાત્ નિત્ય છે, એ નક્કી વાત છે પરંતુ અમુક અપેક્ષાએ" આ બીજા વાક્યથી, ઘટમાં અમુક અપેક્ષાએ અનિત્યધર્મનો મુખ્યત્વેન નિષેધ કરવામાં આવે છે

**તૃતીય શબ્દપ્રયોગ** કોઇએ પૂછ્યું કે– ઘટ અનિત્ય અને નિત્ય

---

૧ એ રીતે અસ્તિત્વ વગેરે ધર્મોમાં પણ સમજી લેવું

૨ "स्यात्" શબ્દ કે તેના અર્થવાળો બીજો શબ્દ જોડ્યા વગર પણ વચનવ્યવહાર થતો જોવાય છે પરન્તુ વ્યુત્પન્ન પુરુષને સર્વત્ર અનેકાન્તદૃષ્ટિનું અનુસંધાન રહ્યા કરે છે

એ બને ધર્મવાળો છે ?" તો એ પ્રશ્નના સમાધાનમા 'હા, ઘટ અમુક અપેક્ષાએ, મુખ્યત્વે કરી ચોક્કસ અનિત્ય અને નિત્ય છે" એમ જે કહેવુ એ ત્રીજો વચનપ્રકાર છે આ વાક્યથી મુખ્યત્વેન અનિત્ય ધર્મનુ વિધાન અને તેનો નિષેધ એ બને ક્રમશ કરવામા આવે છે

**ચતુર્થ શબ્દપ્રયોગ.** 'ઘટ કોઇ અપેક્ષાએ અવક્તવ્ય છે," ત્રીજા વાક્યમા કહ્યા પ્રમાણે ઘટને અનિત્ય અને નિત્ય, એમ બને રીતે ક્રમશ બતાવી શકાય છે પરન્તુ ક્રમ વગર યુગપત્ (એક સાથે) ઘટને અનિત્ય અને નિત્ય કહેવો હોય, તો તેને માટે 'અનિત્ય, 'નિત્ય કે બીજો કોઈ શબ્દ કામ લાગતો ન હોવાથી જૈનશાસ્ત્રકારો તેને 'અવક્તવ્ય' શબ્દથી વ્યવહારમા મૂકે છે વાત બરાબર છે ઘટ જેમ અનિત્યરૂપે અનુભવાય છે તેમ નિત્યરૂપે પણ અનુભવાય છે એથી ઘટ કેવળ અનિત્યરૂપે ઠરતો નથી, તેમજ કેવળ નિત્યરૂપે ઘટતો નથી, કિન્તુ નિત્યાનિત્યરૂપ અનિત્ય જાતિવાળો ઠરે છે આવી હાલતમા ઘટને યથાર્થરૂપે નિત્ય અને એ બને રૂપે—ક્રમથી નહિ, કિન્તુ એક સાથ બતાવવો હોય તો શાસ્ત્રકારો કહે છે કે એવી રીતે બતાવવામા કોઇ શબ્દ છે જ નહિ * અતએવ ઘટ અવક્તવ્ય છે

* કોઇ પણ શબ્દ એક સાથે અનિત્ય-નિત્ય ધર્મોને મુખ્યત્વેન પ્રતિપાદન કરી શકે તેમ નથી તેવી રીતે પ્રતિપાદન કરવામા શબ્દની શક્તિ નથી; નિત્યાનિત્ય સમાસવાક્ય પણ ક્રમથી જ નિત્ય-અનિત્ય ધર્મોને પ્રતિપાદન કરે છે એક સાથે નહિ 'सकृदुच्चरित पद सकृदेवार्थ गमयति' અર્થાત "एक पदमेकदैकधर्मावच्छिन्नमेवार्थं बोधयति" આ ન્યાયથી એક શબ્દ એક વાર એક જ ધર્મને—એક જ ધર્મથી યુક્ત અર્થને બોધન કરે છે એવો અર્થ પ્રાપ્ત થાય છે અને એથી એ સમજવાનુ છે કે સૂર્ય અને ચન્દ્ર-એ બનેનો વાચક પુષ્પદન્ત શબ્દ સૂર્ય અને ચન્દ્રને (તેમ અનેક-અર્થવાળા બીજા પણ શબ્દો પોતાના અર્થોને) ક્રમથી જ બોધન કરે છે એક સાથ નહિ આ ઉપરથી કોઈ નવો સન્કેતશબ્દ ઘડીને એનાથી જો અનિત્ય-નિત્ય બન્નેને મુખ્યપણે એક સાથ બોધન કરવાનો મનોરથ કરવામા આવે તો તે બર આવી શકે તેમ નથી.

ચાર વચનપ્રકારો જોઈ ગયા તેમા મૂળ તો શરૂઆતના બે જ છે પાછળના બે વચનપ્રકારો શરૂઆતના બે વચનપ્રકારોના સંયોગથી ઉદ્ભવેલા છે "કથંચિત્–અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે" "કથંચિત્–અમુક અપેક્ષાએ ઘટ નિત્ય જ છે" એ બે શરૂઆતના વાક્યો જે અર્થ બતાવે છે, તે જ અર્થને ક્રમથી ત્રીજો વચનપ્રકાર દર્શાવે છે, અને તેજ અર્થને ક્રમ વગર યુગપત્–એક સાથ બતાવનાર ચોથુ વાક્ય છે આ ચોથા વાક્ય ઉપર મનન કરતા એ સમજી શકાય છે કે ઘટ કોઈ અપેક્ષાએ અવક્તવ્ય પણ છે, અર્થાત્ કોઈ અપેક્ષાએ ઘટમા અવક્તવ્ય ધર્મ પણ રહેલો છે પરતુ એકાન્ત રીતે ઘટને અવક્તવ્ય માનવો ન જોઈએ એમ માનવા જતા અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય રૂપે અથવા અમુક અપેક્ષાએ ઘટ નિત્યરૂપે જે અનુભવાય છે તેમાં આપત્તિ આવી પડશે અતએવ ઉપરના ચારે વચનપ્રયોગો 'स्यात्' શબ્દ થી યુક્ત અર્થાત્ કથંચિત્ એટલે અમુક અપેક્ષાએ સમજવા જોઈએ.

આ ચાર વચનપ્રકારો ઉપરથી બીજા ત્રણ વચનપ્રયોગો ઉપજાવી શકાય છે—

**પંચમ વચનપ્રકાર** "અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય હોવાની સાથે અવક્તવ્ય છે"

**ષષ્ઠ વચનપ્રકાર** અમુક અપેક્ષાએ ઘટ નિત્ય હોવાની સાથે અવક્તવ્ય છે

**સપ્તમ વચનપ્રકાર** 'અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય અને નિત્ય હોવાની સાથે અવક્તવ્ય છે

સામાન્યત ઘટને અનિત્ય નિત્ય અને અવક્તવ્ય એ ત્રણ રીતે

---

અહીં એ ધ્યાનમા રહે કે એક સાથે મુખ્યપણે નહિ કહી શકાતા એવા નિત્યત્વ–અનિત્યત્વ ધર્મો અવક્તવ્ય શબ્દથી કથન કરાતા નથી કિન્તુ તે ધર્મો મુખ્યપણે એક સાથ કહી શકાતા ન હોવાને લીધે વસ્તુમા અવક્તવ્ય નામનો ધર્મ પ્રાપ્ત થાય છે કે જેનુ અવક્તવ્ય શબ્દથી કથન કરાય છે

જોઈ ગયા છીએ એમાંથી, કોઈ અપેક્ષાએ ઘટનો અનિત્ય હોવાની સાથે અવક્તવ્યરૂપે, કોઈ અપેક્ષાએ ઘટનો નિત્ય હોવાની સાથે અવક્તવ્ય તરીકે અને કોઈ અપેક્ષાએ ઘટનો ક્રમશ મુખ્યપણે અનિત્ય તથા નિત્ય હોવાની સાથે અવક્તવ્યરૂપે વચનવ્યવહાર થયો, એ સુસંભવિત છે આ ત્રણ વચનપ્રકારોને ઉપરના ચાર વચનપ્રકારોની સાથે મેળવતા સાત વચનપ્રકારો થાય છે આ સાત વચનપ્રકારોને જૈનો ' સપ્તભંગી " કહે છે 'સપ્ત' એટલે સાત, 'ભંગ' એટલે પ્રકાર, અર્થાત્ સાત વચનપ્રકારોનો સમૂહ, એ 'સપ્તભંગી' કહેવાય છે આ સાતે વચનપ્રયોગો જૂદી જૂદી અપેક્ષાએ જૂદી જૂદી દૃષ્ટિએ સમજવા કોઈ પણ વચનપ્રકાર એકાન્તદૃષ્ટિએ માનવાનો છે જ નહિ એક વચનપ્રકારને એકાન્ત દૃષ્ટિએ માનતા બીજા વચનપ્રકારો અસત્ય ઠરે, એ દેખીતી વાત છે *

---

* "सर्वत्राऽय ध्वनिर्विधिप्रतिषेधाभ्या स्वार्थमभिदधान सप्तभगीमनुगच्छति "।

"एकत्र वस्तुनि एकैकधर्मपर्यनुयोगवशाद् अविरोधेन व्यस्तयो समस्तयोश्च विधि-निषेधयो कल्पनया स्यात्काराङ्कित सप्तधा वाक्प्रयोग सप्तभगी।"

"स्यादस्त्येव सर्वम् इति विधिकल्पनया प्रथमो भग ।"

"स्याद् नास्त्येव सर्वम् इति निषेधकल्पनया द्वितीय "

"स्याद् अस्त्येव, स्याद् नास्त्येव, इति क्रमतो विधिनिषेधकल्पनया तृतीय ।"

"स्याद् अवक्तव्यमेव, इति युगपद्विधिनिषेधकल्पनया चतुर्थ ।"

"स्यादस्त्येव, स्यादवक्तव्यमेव, इति विधिकल्पनया युगपद्विधिनिषेधकल्पनया च पञ्चम ।

"स्याद् नास्त्येव, स्यादवक्तव्यमेव, इति निषेधकल्पनया विधिनिषेधकल्पनया च षष्ठ ।"

આ સપ્તભંગી ( સાત વચનપ્રયોગો ) બે વિભાગમાં વહેંચાય છે એકને સકલાદેશ કહેવામાં આવે છે, જ્યારે બીજી સપ્તભંગી 'વિકલાદેશ' છે 'અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે', એ વાક્યથી અનિત્ય ધર્મની સાથે રહેતા ઘટના બીજા તમામ ધર્મોને બોધન કરવાનું કામ 'સકલાદેશ' નું છે 'સકલ' એટલે તમામ ધર્મોને 'આદેશ' એટલે કથન કરનાર એ 'સકલાદેશ' છે એને 'પ્રમાણવાક્ય' કહેવામાં આવ્યું છે કેમકે પ્રમાણ વસ્તુના તમામ ધર્મોને ગ્રહણ કરનારું માનવામાં આવ્યું છે અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે, એ વાક્યથી ઘટના માત્ર અનિત્ય ધર્મને બતાવવાનું કામ 'વિકલાદેશ'નું છે 'વિકલ' એટલે અપૂર્ણ અર્થાત્ અમુક વસ્તુધર્મને, 'આદેશ' એટલે કથન કરનાર એ વિકલાદેશ છે 'વિકલાદેશ ને નયવાક્ય' માનવામાં આવ્યું છે 'નય' એ પ્રમાણનો અંશ છે પ્રમાણ સમ્પૂર્ણ વસ્તુને ગ્રહણ કરે છે જ્યારે નય તેમાંના અંશને ગ્રહણ કરે છે

એ દરેક સમજી શકે છે કે–શબ્દ યા વાક્યનું કામ અર્થનો બોધ કરાવવાનું હોય છે વસ્તુનું સમ્પૂર્ણ પ્રકારે જે જ્ઞાન તે પ્રમાણ અને તે જ્ઞાનને પ્રકાશમાં મૂકનારું જે વાક્ય તે 'પ્રમાણ–વાક્ય' કહેવાય છે વસ્તુના અમુક અંશનું જે જ્ઞાન તે નય અને તે અમુક અંશના જ્ઞાનને પ્રકાશમાં મૂકનારું જે વાક્ય, તે 'નયવાક્ય' કહેવાય છે આ પ્રમાણ વાક્યો અને નય-વાક્યોને સાત વિભાગમાં વહેંચવા એ સપ્તભંગી છે *

---

'स्यादस्त्येव, स्याद् नास्त्येव, स्यादवक्तव्यमेव इतिक्रमतो। विधिनिषेधकल्पनया युगपद् विधिनिषेधकल्पनया च सप्तम "।

—'પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર, વાદિદેવસૂરિ

* આ વિષય અત્યન્ત ગહન છે ખૂબ વિસ્તારવાળો છે 'સપ્તભંગી તરંગિણી' નામના જૈનતર્ક ગ્રંથમાં આ વિષયનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે 'સંમતિપ્રકરણ' વગેરે જૈન ન્યાયશાસ્ત્રોમાં આ વિષયને ઘણા ઊંડાણથી ચર્ચવામાં આવ્યો છે

પ્રમાણની વ્યાખ્યા ' ન્યાયપરિભાષા ' મા વાચી આવ્યા છીએ હવે નયનુ બહુ ટૂકમા દિગ્દર્શન કરી લઇએ—

# નય

એક જ વસ્તુ પરત્વે જુદી જુદી દૃષ્ટિએ ઉત્પન્ન થતા જુદા જુદા યથાર્થ અભિપ્રાયો, વિચારો ' નય ' કહેવામા આવે છે એક જ મનુષ્યને જુદી જુદી અપેક્ષાએ કાકો, મામો, ભત્રીજો, ભાણેજ, ભાઇ, પુત્ર, પિતા સસરો અને જમાઈ તરીકે જે માનવામા આવે છે, તે ' નય ' સિવાય બીજુ કશુ નથી વસ્તુમા એક ધર્મ નથી એ આપણે જોઇ ગયા છીએ અનેક ધર્મવાળી વસ્તુમા અમુક ધર્મને લગતો જે અભિપ્રાય બધાય છે, તેને જૈનશાસ્ત્રો ' નય ' સજ્ઞા આપે છે વસ્તુમા જેટલા ધર્મો છે, તે બધાને લગતા જેટલા અભિપ્રાયો, તેટલા ' નયો ' કહેવાય છે

એકજ ઘટ વસ્તુ મૂળ દ્રવ્ય–માટીની અપેક્ષાએ વિનાશી નથી અર્થાત્ નિત્ય છે, કિ તુ ઘટના આકારાદિરૂપ પરિણામદૃષ્ટિએ બરાબર વિનાશી છે એમ જુદી જુદી દૃષ્ટિએ ઘટને નિત્ય માનવો, અને વિનાશી માનવો, એ બને નયો છે

આત્મા નિત્ય છે, એમ મહુ કોઇ માને છે, અને વાત પણ બરાબર છે કેમકે તેનો નાશ થતો નથી પરતુ તેનુ પરિવર્તન વિચિત્રરૂપે થતુ રહે છે, એ બધાના અનુભવમા ઊતરી શકે એવી હકીકત છે કેમકે તેનો નાશ થતો નથી પરતુ તેનુ પરિવતન વિચિત્રરૂપે થતુ રહે છે, એ બધાના અનુભવમા ઉતરી શકે એવી હકીકત છે, કેમકે આત્મા કોઇ વખતે પશુઅવસ્થામા હોય છે ત્યારે કોઇ સમયે મનુષ્ય–અવસ્થામા મૂકાય છે, વળી કોઇ અવસરે દેવગતિનો ભોક્તા બને છે ત્યારે ક્યારેક નરક આદિ દુર્ગતિઓમા જઇને પડે છે આ કેટલુ બધુ પરિવર્તન ? એક જ આત્માના સબધમા આ કેવી વિલક્ષણ અવસ્થાઓ ? આ શુ સૂચવે છે ? ખરેખર આત્માની પરિવર્તનશીલતા એક જ વખી ...

પરિવર્તનની સાથે પણ આત્મા પરિવર્તનની ઘટમાળમા ફરતો સમજી શકાય છે આવી સ્થિતિમા આત્માને સર્વથા-એકાન્ત નિત્ય માની શકાય નહિ અતએવ આત્માને એકાન્તનિત્ય નહિ, એકાન્તઅનિત્ય નહિ, કિન્તુ નિત્યાનિત્ય માનવાનુ પ્રાપ્ત થાય છે આવી હાલતમા જે દૃષ્ટિએ આત્મા નિત્ય છે તે અને જે દૃષ્ટિએ આત્મા અનિત્ય છે તે બન્ને દૃષ્ટિઓ નયો કહેવાય છે

શરીરથી આત્મા જુદો છે એ વાત સુસ્પષ્ટ અને નિ સદેહ છે, પરન્તુ એમા એટલુ ધ્યાનમા રહેવુ જોઇએ કે-દહીંમા જેમ માખણ વ્યાપીને રહેલુ છે, તેમ શરીરમા આત્મા વ્યાપીને રહ્યો છે આ ઉપરથી માટલુ અને તેમા રહેલા લાડુની જેમ, શરીર અને આત્મા જુદા સિદ્ધ થતા નથી એ ખુલુ જણાય છે અને એથી જ શરીરના કોઇપણ ભાગમા કાઇક ચોટ લાગે કે તુરત જ આત્માને વેદના થવા લાગે છે શરીર અને આત્માના આવા ગાઢ-અત્યન્ત ગાઢ સબન્ધને લઇ જૈન શાસ્ત્રકારો કહે છે કે-આત્મા શરીરથી વસ્તુત જુદો હોવા છતા, તેને શરીરથી તદ્દન ભિન્ન ન માનવો જોઇએ કેમકે તેમ માનવામા તદ્દન ભિન્ન એવા બે મનુષ્યોના શરીરો પૈકી એકને આઘાત લાગવાથી બીજાને જેમ વેદનાનો અનુભવ થતો નથી તેમ શરીર પર આઘાત લાગવા છતા આત્માને વેદનાનો અનુભવ થવો ન જોઇએ, અને થાય છે ખરો, એ આબાલ-ગોપાલ પ્રતીત છે આ માટે આત્મા અને શરીરનો કોઇક અશે અભેદ પણ માનવો ઘટે છે અર્થાત્ શરીર અને આત્મા એ વસ્તુત ભિન્ન હોવા છતા કથચિત્ અભિન્ન પણ કહી શકાય છે આ સ્થિતિમા જે દૃષ્ટિએ આત્મા અને શરીર ભિન્ન છે, તે અને જે દૃષ્ટિએ આત્મા અને શરીરનો અભેદ મનાય છે એ બન્ને દૃષ્ટિઓ નયો કહેવામા આવે છે

જે અભિપ્રાય, જ્ઞાનથી સિદ્ધિ બતાવે છે તે 'જ્ઞાનનય છે અને જે અભિપ્રાય ક્રિયાથી સિદ્ધિ કહે છે તે ક્રિયાનય' છે આ બન્ને અભિપ્રાયો નયો છે

જે દૃષ્ટિ વસ્તુની તાત્ત્વિક સ્થિતિ અર્થાત્ વસ્તુના મૂળ સ્વરૂપને સ્પર્શ કરનારી છે તે 'નિશ્ચયનય' અને જે દૃષ્ટિ વસ્તુની સ્થૂલ બાહ્ય અવસ્થા તરફ લક્ષ ખેંચે છે તે 'વ્યવહારનય' છે નિશ્ચયનય એમ બતાવે છે કે આત્મા (જીવ માત્ર) શુદ્ધ-બુદ્ધ-નિરંજન-સચ્ચિદાનંદમય છે, જ્યારે વ્યવહારનય આત્માને કર્મબદ્ધ અવસ્થામાં મોહવાન્-અવિદ્યાવાન્ બતાવે છે આવી રીતના નિશ્ચય-વ્યવહારના અનેક ઉદાહરણો છે

અભિપ્રાય બતાવનાર શબ્દ, વાક્ય, શાસ્ત્ર કે સિદ્ધાન્ત એ બધું 'નય' કહી શકીએ ઉપર બતાવેલા નયો પોતપોતાની મર્યાદામાં રહે તો માનનીય છે પરંતુ એક-બીજાને અસત્ય ઠરાવવા તત્પર થાય, તો તેઓ બધા અમાન્ય ઠરે છે જેવી રીતે કે, જ્ઞાનથી મુક્તિ બતાવનાર સિદ્ધાન્ત, અને ક્રિયાથી મુક્તિ બતાવનાર સિદ્ધાન્ત એ બંને સ્વપક્ષનું મંડન કરતા યદિ એક-બીજાના પક્ષના ખંડનમાં ઉતરે, તો અગ્રાહ્ય બને એ પ્રમાણે અનિત્ય અને નિત્ય બતાવનાર સિદ્ધાન્તો તથા આત્મા અને શરીરનો ભેદ તથા અભેદ બતાવનાર સિદ્ધાન્તો, યદિ એક-બીજા પર આક્ષેપ કરવામાં ઉતરે, તો તે અમાન્ય ઠરે

સમજી રાખવું જોઈએ કે નય આંશિક (અંશત) સત્ય છે આંશિક સત્યને સમ્પૂર્ણતયા સત્ય માની શકાય નહિ, એ દેખીતું છે આત્માને અનિત્ય કે ઘટને નિત્ય માનવો એ સર્વ અંશે સત્ય કહેવાય નહિ જે સત્ય જેટલે અંશે હોય, તે સત્ય તેટલે અંશે માનવું એ જ યુક્ત ગણી શકાય

વસ્તુત 'નયો કેટલા છે ?' એની ગણના થઈ શકે તેમ નથી અભિપ્રાયો કે વચનપ્રયોગો જ્યારે ગણનાથી બહાર છે, તો નયો તેથી જુદા ન હોવાથી તેની ગણના હોઈ શકે નહિ * આમ છતાં મુખ્યતયા નયના બે ભેદો બતાવ્યા

* "जावइया वयणपहा तावइया चेव हुंति नयवाया"
—'સન્મતિસૂત્ર' 'સિદ્ધસેન દિવાકર

છે–દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક મૂળ પદાર્થને ' દ્રવ્ય કહેવામા આવે છે જેવી રીતે ઘટની માટી મૂળ દ્રવ્યનો પરિણામ ' પર્યાય ' કહેવાય છે માટી અથવા કોઇપણ મૂળ પદાર્થને લગતો જે ફેરફાર થાય છે તે બધો પર્યાય ' સમજવો ' દ્રવ્યાર્થિક નય એટલે મૂળ પદાર્થ સામાન્ય તત્ત્વ પર લક્ષ્ય આપનારો અભિપ્રાય અને ' પર્યાયાર્થિક ' નય એટલે પર્યાયને લક્ષ્ય કરનારો અભિપ્રાય દ્રવ્યાર્થિક નય સમસ્ત પદાર્થોને નિત્ય માને છે જેમકે–ઘડો મૂળ દ્રવ્ય–મૃત્તિકારૂપે નિત્ય છ પર્યાયાર્થિક નય સમસ્ત પદાર્થોને અનિત્ય માને છે કેમકે સર્વ પદાર્થોમા પરિવર્તન થતુ રહે છે સામાન્ય તત્ત્વગામી વિચારદૃષ્ટિ ' દ્રવ્યાર્થિક નય ' અને વિશેષ અંશગામી ' પર્યાયાર્થિક નય તે તે દૃષ્ટિ તત્તદ્–અંશગામી હોવા છતાં વધુ લક્ષ્ય બીજા અંશ ઉપર અપાતા બાકીના અંશ ગૌણ રહે

પ્રકારાંતરથી નયના સાત પ્રકારો દર્શાવ્યા છે–નૈગમ સંગ્રહ વ્યવહાર, ઋજુસૂત્ર શબ્દ સમભિરૂઢ અને એવંભૂત

**નૈગમ** ' નિગમ ' એટલે સંકલ્પ–કલ્પના એ કલ્પનાથી થતો વ્યવહાર નૈગમ કહેવાય છે એના ત્રણ પ્રકારો છે– ભૂતનૈગમ ભવિષ્યદ્‌નૈગમ ' અને ' વર્તમાનનૈગમ થઈ ગયેલી વસ્તુનો વર્તમાનરૂપે વ્યવહાર કરવો એ ' ભૂતનૈગમ ' છે * જેવી રીતે– ' તે જ આ દીવાલીનો દિવસ છે કે જે દિવસે મહાવીરસ્વામી નિર્વાણ પામ્યા હતા " આ ભૂતકાળનો વર્તમાનમાં ઉપચાર છે મહાવીરના નિર્વાણનો દિવસ આજે ( આજના દીવાળીના દિવસે ) માની લેવાય છે આવી રીતે ભૂતકાળના વર્તમાન તરીકે ઉપચારના અનેક ઉદાહરણો છે થનારી વસ્તુને થઇ કહેવી એ ભવિષ્યદ્‌નૈગમ ' છે જેવી રીતે–ચોખા પૂરા રંધાયા ન હોવા છતા ' ચોખા રંધાઇ ગયા ' એમ કહેવુ ચોખા રંધાઇ જવા આવ્યા હોય

* अतीतस्य वर्त्तमानवत् कथनं यत्र स भूतनैगम । यथा ' दीपोत्सवपर्वं, यस्मिन् वर्धमानस्वामी मोक्षं गत
—નયપ્રદીપ, શ્રી યશોવિજયજી

–ચોખાને ચૂલેથી ઉતારવાને કિંચિન્માત્ર વિલબ હોય, ત્યારે 'ચોખા ગંધાઈ ગયા ' કહેવાનો વ્યવહાર જોવાય છે અથવા અહ ન્ દેવ મુક્તિ પામ્યા પહેલા મુક્ત થયા કહેવાય છે, તે ભવિષ્યદ્નૈગમ છે ચોખા રાંધવાને લાકડા–પાણી વગેરેની તૈયારી કરતા મનુષ્યને કોઈ પૂછે કે, 'શુ કરો છો ?' તો તેના જવાબમા તે એમ કહે છે કે– ચોખા રાધુ છુ, તો તે 'વર્તમાનનૈગમ ' છે કેમકે ચોખા રાધવાની ક્રિયા જે વર્તમાનમા શરૂ થઈ નથી, તેને વર્તમાનરૂપે કથન કરનામા આવ્યુ છે

**સગ્રહ.** સામાન્ય પ્રકારે વસ્તુઓનો સમુચ્ચય કરી કથન કરવુ એ 'સગ્રહ ' નય છે જેવી રીતે 'બધા શરીરોનો એક આત્મા છે ' આ કથનથી વસ્તુત બધા શરીરોમા એક આત્મા સિદ્ધ થતો નથી પ્રત્યેક શરીરે આત્મા જુદો જુદો જ છે, છતા બધા આત્માઓમા રહેલી સમાન જાતિને લઈ 'એક આત્મા છે ' એવુ કથન થાય છે

**વ્યવહાર.** આ નય વસ્તુઓમા રહેલી સમાનતાની તરફ ઉપેક્ષા કરી વિશેષતા તરફ લક્ષ ખેચે છે સામાન્યરૂપે નિર્દિષ્ટ કરાયની વસ્તુ વિગતવાર ન સમજી શકાય એટલે વિશેષરૂપે વસ્તુને પૃથક્કરણ કરી બતાવનારી વિચાર–પદ્ધતિ 'વ્યવહાર ' નયમા મૂકાય છે 'આત્મા એક છે ' એમ સગ્રહ ' નયે કહ્યુ પણ આત્માની વિભાગવાર વિશેષ પ્રકારે વિવેચના કરી બતાવવી એ વ્યવહારનયનો વિષય છે

**ઋજુસૂત્ર** વસ્તુના થતા નવા નવા રૂપાન્તરો તરફ આ નય લક્ષ ખેચે છે સુવર્ણના કટક, કુડલ વગેરે જે વર્તમાન પર્યાયો છે, તેને આ નય જુવે છે ભુત–ભવિષ્યની પરિસ્થિતિ આ નયનો દૃષ્ટિપાત નથી

**શબ્દ.** અનેક પર્યાયશબ્દોનો એક અર્થ માનવો એ આ નયનુ કામ છે 'રાજા ' 'નૃપ ' 'ભૂપતિ ' વગેરે પર્યાય શબ્દોનો એક જ અર્થ છે, એમ આ નય દર્શાવે છે પણ આ નય કાળ અને લિગ વગેરેના ભેદે અર્થનો ભેદ પણ માને છે લેખક, પોતાના સમયમા 'રાજગૃહ ' નગર

' હતુ ' લખે છે તે આ નયને આભારી છે સિંમભેદના ઉ. ' કુઓ કુઇ '

સમભિરૂઢ પર્યાયશબ્દોના ભેથી અથનો ભે માનવો - નયની પદ્ધતિ ક શબ્દને પણ–વ્યુત્પત્તિભેદ પણ અથભે ક છે આ નયનુ મ તવ્ય છે આ નય કહે છે કે–રાજા, નૃપ, ભૂપતિ શબ્દો ભિન–અથવાળા છે કેમકે રાજા નૃપ, ભૂપતિ વગેરે પર્યાય યદિ ભિ ર અથવાળા ન હોય તો ઘટ પટ, અશ્વ વગેરે શબ્દો પણ અથવાળા ન થવા જોઇએ, માટે શબ્દના ભેથી અથનો ભે છે ચિહ્નોથી શોભે તે રાજા મનુષ્યોનુ પાલન કરે તે નૃપ અને પૃ સવર્ધન કરે તે ભૂપતિ

એવભૂત આ નયની દૃષ્ટિએ શબ્દ પોતાના અર્થનો વ (કહેનાર) ત્યારે થાય કે જ્યારે, તે અથ–પ થયું, તે શબ્દની વ્યુત્પ માથી જે ક્રિયાનો ભાવ નીકળતો હોય, તે ક્રિયામા પ્રવર્તેલો હે દાખલા તરીકે રાજચિહ્નોથી શોભી રહ્યો હોય ત્યારે જ ' રાજા ', મ મનુષ્યોનુ રક્ષણ કરાતુ હોય ત્યારે જ નૃપ, કહેવડાવી શકાય, ત્યારે તેવી વ્યક્તિ વિષે ' રાજા ' અને ' નૃપ ' શબ્દનો પ્રયોગ વાસ્તવિક કરે

આ સાતે નયો જુ ા જુદા પ્રકારના દૃષ્ટિબિ દુઓ છે, ભિન્ન ભિ બાબતના સાપેક્ષ અભિપ્રાયો છે એમ સારી પેઠે કહેવાઇ ગયુ છે પોતપોતાની હદમા સ્થિત રહી અન્ય દૃષ્ટિબિ દુને તોડી ન પાડવામ નયોની સાધુતા છે મધ્યસ્થ પુરુષ સર્વ નયોને જુદી જુદી દૃષ્ટિએ મા આપી તત્ત્વક્ષેત્રની વિશાલ સીમાને અવલોકન કરે છે અને એથી જ એને રાગ–દ્વેષની નડતર નહિ ઊભી થવાથી આત્માની નિર્મલ દશા મેળ-વવા તે ભાગ્યવાન્ થઇ શકે છે *

* નય નો વિષય વિસ્તૃત છે આની અદર જુદી જુદી વ્યાખ્યાઓ ઘણી સમાયલી છે ઉમાસ્વાતિ મહારાજકૃત તત્ત્વાર્થસૂત્ર અને યશોવિજય ઉપાધ્યાયકૃત નયોપદેશ નયરહસ્ય વગેરે તથા અન્ય અનેક ગ્ર થોમા આ વિષય નુ વિવરણ છે

# જૈન દૃષ્ટિની મહત્તા

જૈનધર્મ એ વસ્તુત વીતરાગમાર્ગ છે ' સ્યાદ્વાદ ' સિદ્ધાન્ત જગ-
તની અશાન્તિને દૂર કરવા માટે છે વિચારોની અથડામણને લીધે જ્યારે
જનતા માનસ ક્ષુબ્ધ બને છે અને વાતાવરણ અશાન્ત બને છે ત્યારે તત્ત્વ-
જ્ઞોએ પ્રજાની સામે સ્યાદ્વાદનો પ્રકાશ ધરે છે, અને વસ્તુસ્થિતિને જુદી જુદી
દૃષ્ટિએ અનેક રીતે તપાસી સમન્વય કરવાનો માર્ગ સમજાવે છે
સ્યાદ્વાદનો સિદ્ધાન્ત, આ રીતે અવલોકન–દૃષ્ટિને વિશાળ બનાવે છે
અને સંકુચિત દૃષ્ટિથી ઉત્પન્ન થનારા કોલાહલોને શમાવે છે આમ,
રાગ-દ્વેષને શમાવી જનતામા મૈત્રીભાવ રેડવામા સ્યાદ્વાદની ઉપયોગિતા
છે જૈન ઉપદેશનુ અન્તિમ પરિણામ રાગ-દ્વેષની નિવૃત્તિમા મૂકાય છે
એ એમ જ માન જૈન પ્રવચનનુ મુખ્ય ધ્યેય છે

જૈનધર્મના સિદ્ધાન્તોને સ્ફુટ કરવા મહાન્ આચાર્યોએ મહાન્
પ્રયત્નો નિર્માણ કર્યા છે જેમા, મહાન્ પુરુષોએ મધ્યસ્થપણે તત્ત્વનિરૂપણ
કરતા પ્રજાના કલ્યાણ તરફ મુખ્ય દૃષ્ટિ રાખી છે કોઈપણ દર્શનના
સિદ્ધાતોને તોડી પાડવાની સંકુચિત વૃત્તિ તેમના વાઙ્મયમા નહિ
જણાય બલ્કે અ યાન્ય સિદ્ધાન્તોને સમન્વય કરવા તરફ પ્રયાસ સેવવાની
તેમની ઉદાર વૃત્તિ અને વિશાળ દૃષ્ટિ તેમના ગ્રન્થોમા સ્પષ્ટ જોવામા
આવે છે ઉદાહરણાર્થ, જુઓ શ્રીહરિભદ્રાચાર્યનો ' શાસ્ત્રવાર્તાસમુચ્ચય '
ગ્રથ તેમા જૈન દર્શન–સમ્મત ' ઈશ્વર જગત્કર્તા નથી " એ સિદ્ધાન્ત
યુક્તિપુરસ્સર સિદ્ધ કર્યા પછી આચાર્ય મહારાજ શુ લખે છે, એ
જરા જુઓ !

" ततश्चेश्वरकर्तृत्ववादोऽय युज्यते परम् ।
सम्यग्न्यायाविरोधेन यथाऽऽहुः शुद्धबुद्धयः ॥ "
" ईश्वरः परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
. . . कर्ता स्याद् _

" तदनासेवनादेव यत्संसारोऽपि तत्त्वत' ।
तेन तस्यापि कर्त्तृत्व कल्प्यमान न दुष्यति ॥ "

અર્થાત્—ઇશ્વરકર્તૃત્વનો મત આવી રીતની યુક્તિથી ઘટાવી પણ શકાય છે કે—પરમાત્મા ઇશ્વરે બતાવેલા માર્ગનું સેવન કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, માટે એ મુક્તિના દેનાર ઇશ્વર છે એમ ઉપચારથી કહી શકાય છે ઇશ્વરદર્શિત માર્ગનું સેવન નહિ કરવાથી સંસારમાં જે પરિભ્રમણ કરવું પડે છે, તે પણ ઇશ્વરનો ઉપદેશ નહિ માન્યાની સજા છે, એમ કહી શકાય છે

જેઓને ' ઇશ્વર જગતનો કર્તા છે ' એવા વાક્ય ઉપર આદર બંધાણો છે તેઓને માટે પૂર્વોક્ત પ્રકારની કલ્પના કરવામાં આવી છે એમ—

" कर्त्ताऽयमिति तद्वाक्ये यतः केषाञ्चिदादरः ।
अतस्तदानुगुण्येन तस्य कर्त्तृत्वदेशना ॥ "

—આ શ્લોકથી સ્પષ્ટ થાય છે હવે બીજી રીતે, ઉપચાર વગર ઇશ્વરને જગત્કર્તા બતાવે છે—

" परमैश्वर्ययुक्तत्वाद् मत आत्मैव वेश्वर. ।
स च कर्त्तेति निर्दोष कर्त्तृवादो व्यवस्थितः ॥ "

—ખરી રીતે આ આત્મા જ ઇશ્વર છે કેમકે દરેક આત્મામાં ઇશ્વર-શક્તિ સમ્પૂર્ણ રહેલી છે અને આત્મા, જીવ તો ચોખ્ખી રીતે કર્તા છે જ આવી રીતે કર્તૃવાદ ( જગત્કર્તૃત્વવાદ ) વ્યવસ્થિત થઇ શકે છે

આગળ વધીને આચાર્ય મહારાજ કહે છે કે—

" शास्त्रकारा महात्मान प्रायो वीतस्पृहा भवे ।
सत्त्वार्थसंप्रवृत्ताश्च कथ तेऽयुक्तभाषिणः ॥ "

" अभिप्रायस्ततस्तेषा सम्यग् मृग्यो हितैषिणा ।
न्यायशास्त्रविरोधेन यथाऽऽह मनुरप्यदः ॥ "

—'જ્યા જ્યા ઇશ્વરને કર્તા કહેવામા આવ્યો હોય, ત્યા ત્યા લૌકિક અભિપ્રાયથી કર્તા સમજવો તે સિવાય પરમાર્થ દષ્ટિએ ઇશ્વરને કર્તા કોઈ શાસ્ત્રકાર બતાવી શકે નહિ કારણ કે શાસ્ત્ર બનાવનાર ઋષિ મહાત્માઓ પ્રાય નિસ્પૃહ, પરમાર્થ દૃષ્ટિવાળા અને લોકોપકારની વૃત્તિવાળા હોય છે માટે તેઓ અયુક્ત, પ્રમાણબાધિત ઉપદેશ કેમ કરે ? તેથી તેઓના કથનનુ રહસ્ય શોધવુ જોઇએ કે અમુક વાત તેઓ કયા આશયથી કહે છે'

આ વિષયની પછી કપિલના પ્રકૃતિવાદની સમીક્ષા આવે છે મધ્યમતાનુસારી વિદ્વાનોએ પ્રકૃતિવાદની જે વિવેચના કરી છે, તેમા તે જાહેર કરીને પ્રકૃતિવાદમા કપિલનુ શુ રહસ્ય સમાયલુ છે, એનુ પ્રતિપાદન કરતા છેવટે આચાર્યશ્રી કહે છે કે—

" एव प्रकृतिवादोऽपि विज्ञेयः सत्य एव हि ।
कपिलोक्तत्वश्चैव दिव्यो हि स महामुनि· ॥ "

— એ પ્રમાણે ( પ્રકૃતિવાદનુ જે ખરૂ રહસ્ય બતાવ્યુ તે પ્રમાણે ) તેવાદ યથાર્થ જ જાણવો વળી તે કપિલનો ઉપદેશ છે, માટે છે કારણ કે તેઓ દિવ્યજ્ઞાની મહામુનિ હતા '

આગળ જઇને ક્ષણિકવાદ વિજ્ઞાનવાદ અને શૂન્યવાદની ખૂબ આલોચના કરીને તે વાદોમા અનેક દોષો બતાવી છેવટે આચાર્ય મહારાજ સ્થિતિ કહે છે કે—

" अन्ये त्वभिदधत्येवमेतदास्थानिवृत्तये ।
क्षणिक ... बुद्धेनोक्त न तत्त्वत ॥

" विज्ञानमात्रमप्येव बाह्यसगनिवृत्तये ।
विनेयान् कांश्चिदाश्रित्य यद्वा तद्देशनार्हतः ॥ "

" एव च शून्यवादोपि सद्विनेयानुगुण्यत ।
अभिप्रायतइत्युक्तो लक्ष्यते तत्त्ववेदिना ॥ "

— મધ્યસ્થ પુરુષોનુ એમ કહેવુ છે કે—આ ક્ષણિકવાદ બુદ્ધે પરમાર્થદૃષ્ટિએ અર્થાત્ વસ્તુસ્થિતિએ કહ્યો નથી, કિન્તુ મોહવાસનાને દૂર કરવાના ઉદ્દેશથી કહ્યો છે વિજ્ઞાનવાદ પણ તેવા પ્રકારના યોગ્ય શિષ્યોને આશ્રીને અથવા વિષયસગને દૂર કરવાના ઉદ્દેશથી બતાવવામાં આવ્યો છે શૂન્યવાદ પણ યોગ્ય શિષ્યોને આશ્રીને વૈરાગ્યની પુષ્ટિ કરવાના આશયથી તત્ત્વજ્ઞાની બુદ્ધે કહ્યો જણાય છે

વેદાન્તના અદ્વૈતવાદની વેદતાનુયાયી વિદ્વાનોએ જે વિવેચના કરી છે, તે પર દોષો બતાવી છેવટે આચાર્ય મહારાજ કહે છે કે —

" अन्ये व्याख्यानयन्त्येव समभावप्रसिद्धये ।
अद्वैतदशना शास्त्रे निर्दिष्टा न तु तत्त्वतः ॥ "

—' મધ્યસ્થ મહર્ષિઓ એમ વ્યાખ્યાન કરે છે કે—અદ્વૈતવાદ વસ્તુસ્વરૂપની દૃષ્ટિએ બતાવવામા આવ્યો નથી કિન્તુ તેનો ખરો આશય સમભાવને પ્રાપ્ત કરવાનો છે

આવી રીતે જૈન મહાત્માઓ અન્ય દર્શનોના સિદ્ધાન્તોની તટસ્થ દૃષ્ટિએ પરીક્ષા કરવાની સાથે શુદ્ધદૃષ્ટિથી તેનો સમન્વય કરવા પણ પ્રયત્ન કરે એ જૈન દૃષ્ટિની કઇ ઓછી ઉદારતા ન ગણાય અન્ય દર્શનોના ધુરધરોને મહર્ષિ , મહામતિ ' અને એવા બીજા ઊંચા શબ્દોથી સ માનપૂર્વક પોતાના ગ્રન્થોમા ઉલ્લેખવા, અને તુચ્છ અભિપ્રાય વાળાઓના મતનુ ખડન કરતા પણ તેઓના હલકા શબ્દોથી વ્યવહાર ન કરવો અને સ પૂર્ણ સભ્યતા તથા શિષ્ટતા સાથે પ્રસન્ન શૈલીથી સામાને

પ્રમુદ કરવાની પોતાની માયાળુ લાગણી વહેતી રાખવી એ જૈન મહર્ષિ-ઓનુ કેટલુ ઔદાર્ય છે। ધાર્મિક કે દાર્શનિક વાદ-યુદ્ધના પ્રસંગમા પણ વિરુદ્ધ દર્શનવાળાઓ તરફ આત્મપ્રેમનો રસ ઉભરાઇ આવે એ કેવુ સાત્ત્વિક હૃદય!

જુઓ મધ્યસ્થભાવનાની થોડીક વાનગી—

"भवबीजाङ्कुरजनना रागाद्या' क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥"

—હેમચન્દ્રાચાર્ય

"नाशाम्बरत्वे न सिताम्बरत्वे
न तर्कवादे न च तत्त्ववादे ।
न पक्षसेवाऽऽश्रयणेन मुक्ति'
कषायमुक्ति॰ किल मुक्तिरेव ॥"

—ઉપદેશતરંગિણી

"पक्षपातो न मे वीरे न द्वेष॰ कपिलादिषु ।
युक्तिमद् वचन यस्य तस्य कार्यः परिग्रह ॥

—હરિભદ્રસૂરિ

—"જેના, સંસારના કારણભૂત કર્મરૂપી અંકુરાઓને ઉત્પન્ન કર-નાર રાગ-દ્વેષ આદિ સમગ્ર દોષો ક્ષય પામ્યા છે, તે ચાહે બ્રહ્મા, વિષ્ણુ, શંકર અથવા જિન હોય તેને મારો નમસ્કાર છે"

"દિગમ્બર અવસ્થામા મોક્ષ નથી, શ્વેતામ્બરતામા મોક્ષ નથી, તર્કવાદમા મોક્ષ નથી, તત્ત્વવાદમા મોક્ષ નથી અને સ્વપક્ષનુ સમર્થન કરવામા મોક્ષ નથી, કિન્તુ કષાયો-(ક્રોધ-માન-માયા-લોભ)થી મુક્ત થવામા જ મુક્તિ છે"

# જિજ્ઞાસુઓ માટે પુસ્તક-યાદી



લોકપ્રકાશ
સન્મતિ તર્ક
યોગશાસ્ત્ર.
ધર્મબિન્દુ
ષડ્દર્શનસમુચ્ચય
સ્યાદ્વાદમંજરી
જ્ઞાનસાર
સમયસાર
સમરાઇચ્ચ કહા
તિલકમંજરી
તરંગલોલા
તત્ત્વનિર્ણયપ્રાસાદ.
પ્રશમરતિ
ઉપદેશમાળા
ઉપદેશપ્રાસાદ
અધ્યાત્મકલ્પદ્રુમ
અધ્યાત્મસાર
ઉપદેશરત્નાકર.
ઉપદેશપ૦
ઉપદેશતરંગિણી
ઉપદેશસપ્તિકા
આગમસાર
જૈનદર્શન
જૈનતત્ત્વાદર્શ
વસુદેવહિંડી
ઉપમિતિભવપ્રપંચા કથા
તત્ત્વાર્થાધિગમસૂત્ર
ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર.
પ્રભાવક ચરિત્ર
પરિશિષ્ટ પર્વ
પ્રબંધચિંતામણી
શ્રાદ્ધવિધિ.
વિવેકવિલાસ
ધર્મપરીક્ષાનો રાસ
ઐતિહાસિક રાસ સંગ્રહ.
જૈનસાહિત્યનો ઇતિહાસ.



"પરમાત્મા મહાવીર ઉપર મારો પક્ષપાત નથી, તેમજ મહર્ષિ કપિલ મહાત્મા બુદ્ધ વગેરે ઉપર મારો દ્વેષ નથી કિન્તુ જેનું વચન યથાર્થ હોય તેનો સ્વીકાર કરવો જોઇએ"

## ઉપસંહાર

જૈન તત્ત્વોનું દિગ્દર્શન કરતા પણ બહુ વિસ્તાર થઇ જાય તેમ છે આ ટૂંકા નિબન્ધમા જૈનદર્શનના તત્ત્વોનું વિશેષ વિવરણ કેવી રીતે થઇ શકે ? આ લઘુ પુસ્તકમા જીવ અજીવ, પુણ્ય પાપ આસ્રવ સંવર, બન્ધ નિર્જરા મોક્ષ એ નવ તત્ત્વો જીવાસ્તિકાય ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય પુદ્‌ગલાસ્તિકાય કાલ એ ષડ્‌દ્રવ્યો સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્‌ચારિત્રરૂપ મોક્ષમાર્ગ, ગુણસ્થાન અધ્યાત્મ જૈનઆચાર ન્યાયશૈલી સ્યાદ્વાદ સપ્તભંગી અને નય એટલી મુખ્ય બાબતોનું દિગ્દર્શન થઇ શક્યુ છે અને તે પણ બહુ સંક્ષેપથી હવે મારૂં કથન સમાપ્ત થાય છે માત્ર એક આશાને હૃદયે પ્રદર્શિત કરી લઉં એમ મન લલચાય છે તે આશા બીજી કોઈ નહિ, ફક્ત એ કે—"આ નાનકડી ચોપડીના વાચનના પરિણામે વાચનારો જૈનધર્મ સંબંધી અનેકાનેક જિજ્ઞાસાઓનો પ્રાદુર્ભાવ થાય અને એથી તેઓ જૈનધર્મના મહાન ગ્રન્થો અવલોકવાને ઉત્સુક બને બસ ૐ શાંતિ શાંતિ શાંતિ



# જિજ્ઞાસુઓ માટે પુસ્તક-યાદી



લોકપ્રકાશ
સન્મતિ તર્ક
યોગશાસ્ત્ર.
ધર્મબિન્દુ
ષડ્દર્શનસમુચ્ચય
સ્યાદ્વાદમંજરી
જ્ઞાનસાર
સમયસાર
સમરાઇચ્ચ કહા
તિલકમંજરી
તરંગલોલા.
તત્ત્વનિર્ણયપ્રાસાદ.
પ્રશમરતિ
ઉપદેશમાળા
ઉપદેશપ્રાસાદ.
અધ્યાત્મકલ્પદ્રુમ.
અધ્યાત્મસાર
ઉપદેશરત્નાકર.

ઉપદેશપદ
ઉપદેશતરંગિણી
ઉપદેશસપ્તતિકા
આગમસાર.
જૈનદર્શન
જૈનતત્ત્વાદર્શ
વસુદેવહિંડી
ઉપમિતિભવપ્રપંચા કથા
તત્ત્વાર્થાધિગમસૂત્ર
ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર.
પ્રભાવક ચરિત્ર
પરિશિષ્ટ પર્વ
પ્રબંધચિંતામણી
શ્રાદ્ધવિધિ.
વિવેકવિલાસ
ધર્મપરીક્ષાનો રાસ
ઐતિહાસિક રાસ સંગ્રહ.
જૈનસાહિત્યનો ઇતિહાસ.

# વિશ્વધર્મ

બૌદ્ધ અને જૈન ધર્મમાં પુષ્કળ મેળ છે છતાં બંનેમાં સામ્ય પણ એવું નથી જે વિશ્વધર્મ છે સ્યાદ્વાદરૂપી બૌદ્ધિક અહિંસા જીવદયારૂપી નૈતિક અહિંસા અને તપસ્યારૂપી આત્મિક અહિંસા જે ધારણ કરી શકે તે જ વિશ્વધર્મ થઈ શકે આ પ્રસ્થાનત્રયી સાથે તમામ દુનિયાની યાત્રા થઈ શકે છે આત્માની શોધમાં આ જ પાથેય કામ આવે એવું છે

અહિંસા એ મહાવીરનો ધર્મ છે તમામ દુનિયાને જીતવાની હોંશ રાખનાર જિનેશ્વરનો ધર્મ છે દુનિયાના એક ખૂણામાં પણ જ્યાં સુધી હિંસા વર્તી રહી હોય ત્યાં સુધી એ અહિંસા ધર્મ પરાજિત જ છે કૃત્રિમ રીતે અણુપોષણ આપી સૂક્ષ્મ જંતુઓને જીવાડવા એ અહિંસા ધર્મનો સંતોષ ન હોવો જોઈએ મહાવીરની પેઠે તમામ દુનિયાનું દુઃખ-પાપે ખડનું દર્દ મહાવીરે તપાસવું જોઈએ અને પોતાની પાસેનું અનામત ઔષધ ત્યાં ત્યાં પહોંચાડવું જોઈએ મહાવીરના અનુયાયીઓએ હૃદયની વિશાળતા અને ઉત્સાહનું શૌર્ય કેળવી બધે પહોંચી જવું જોઈએ સમાજના વીર શસ્ત્રો લઈને દોડે અહિંસાના વીર આત્મશુદ્ધિ અને કરુણાથી સજ્જ થઈ દોડે તમામ દુનિયાને અપાસરો બનાવવો જોઈએ નાનકડા અપાસરામાં કેટલાને આશ્રય મળી શકે ?

કાકા કાલેલકર